मन्त्रशास्त्रान्तर्गतम्

# ॥ दत्तात्रेयतंत्रम् ॥

॥ श्री लांगनपुरस्थ पण्डित वेणीरामात्मजेन ॥
बालमुकुन्दाभिधानेन विरचितया
॥ गूर्जर व्याख्यया विभूषितम् ॥
॥ तत् ॥
છપાવી પ્રસિદ્ધ કરનાર,
## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
પુસ્તકાલય—અમદાવાદ.

॥ राजनियमानुसारतो राजलेखेनसर्वथा स्वायत्ती ॥
॥ कृतोऽयं ग्रंथः

( સર્વ હક પ્રસિદ્ધ કર્તાએ સ્વાધીન રાખ્યા છે. )

अमदावाद
धी " नटवर " प्रिन्टींग प्रेस.

સંવત ૧૯૬૫ સને ૧૯૦૮

મૂલ્ય ૦-૬-૦

ॐ

मन्त्रशास्त्रान्तर्गतम्

# ॥ दत्तात्रेयतंत्रम् ॥

॥ श्री लांगनपुरस्थ पण्डित वेणीरामात्मजेन ॥
बालमुकुन्दाभिधानेन विरचितया
॥ गूर्जर व्याख्यया विभूषितम् ॥
॥ तत् ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

પુસ્તકાલય—અમદાવાદ.

॥ राजनियमानुसारतो राजलेखेनसर्वथा स्वायत्ती ॥
॥ कृतोऽयं ग्रंथः

अमदावाद
धी राजनगर टाईपफाउन्डरी प्रीन्टींग प्रेस.

સંવત ૧૯૬૪ સન ૧૯૦૮

२५०९

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# પ્રસ્તાવના.



સર્વે સંપૂર્ણ તંત્ર મંત્રના જાણનારા પુરૂષોને સવિનય જણાવવાનું કે આ દત્તાત્રેય તંત્ર અત્યુતમ અને આવશ્યકીય પ્રયોગોથી ભરપુર છે. આ પુસ્તક ઘણે ઠેકાણે હાલમાં છપાઈ ને તૈયાર થયેલું જોવામાં આવે છે. પણ તેની અંદર આપણા દેશી ભાઈઓને અતિ સમજણ નહી પડવાથી નિરૂત્સાહચિત કરીને તે પુસ્તકનો અનુભવ લેવાણો નથી તેથી મારા મનમાં વિચાર કરીને સર્વે દેશી ભાઇઓને આ પુસ્તક બહુ સુગમ પડે તેવી રીતે ગુજરાતી ટીકા કરાવીને તૈયાર કર્યું છે. અને આ પુસ્તકની અંદર ૨૪ પટલ છે.





॥ श्री ॥

# दत्तात्रेयतंत्रम्.



## मंगलाचरणम् ।

॥ श्रीगणेशायनमः॥ श्रीजगदंबिकायैनमः अथ मंगलाचरणम् ॥

नत्वागणेशंनगराजकन्यां शंभुंरमांकौविधिजांदरिंच ॥

करोम्यहं गुर्जरभाषयेमाम् व्याख्यांजनानामधिकार्थसिध्यै ॥ १ ॥

दत्तात्रेयस्यतन्त्रस्य क्रियतेऽस्यहिशर्म्मणा ॥

व्याख्यां बालमुकुन्देन गूर्जराणांहितायवै ॥ २ ॥

कैलासशिखरासीनं देवदेवं महेश्वरम् ॥

दत्तात्रेयश्च पप्रच्छ शंकरं लोकशंकरम् ॥ १ ॥

અર્થ—કૈલાસ પર્વતનાં શિખર ઉપર બેઠેલા દેવના દેવ અને લોકનુ શ્રેય કરનાર દત્તાત્રેયજી પ્રશ્ન કરવા લાગ્યા. ॥ ૧ ॥

कृतांजलिपुटो भूत्वा पृच्छते भक्तवत्सलम् ॥

भक्तानां च हितार्थाय कल्पतंत्रं प्रकथ्यते ॥ २ ॥

ભકત વત્સલ મહાદેવની પ્રત્યે દત્તાત્રેયજી પોતાના બે હસ્તનો સંપુટ કરી કહેવા લાગ્યા કે હે શંકર ભકતોનાં હિતને માટે કલ્પતંત્રને તમોયે કરેલો કહેવાય છે. ॥ ૨ ॥

कलौ सिद्धिमहाकल्पं तंत्रविद्याविधानकम् ॥

कथयस्व महादेव देवदेव महेश्वर ॥ ३ ॥

કલિયુગમાં સિદ્ધિ દેવા વાળો મહા કલ્પ તંત્ર વિધાનું વિધાન છે, જેની અંદર, હે મહાદેવ હે દેવના દેવ હે મહેશ્વર, સમગ્ર તંત્ર શાસ્ત્રનો સાર આવી જાય છે, તે મારી પાસે તમો વર્ણન કરો. ॥ ૩ ॥

सन्ति नानाविधा लोके यंत्रमंत्राभिचारिका ॥
आगमोक्ताः पूराणोक्ता वेदोक्ता डामरे तथा ॥ ४ ॥

જગતમાં અનેક પ્રકારનાં યંત્ર, મંત્ર, પ્રસિદ્ધ વર્તમાન છે. અને વેદાંત પુરાણમાં તથા ડામરમાં છે. ॥ ૪ ॥

उड्डीशे मारितंत्रे च कालीचंडेश्वर मते ॥
राधातंत्रे च उच्छिष्टे धारातंत्रे मृडेश्वरे ॥ ५ ॥

ઉડ્ડીશ તથા મારી તંત્રમાં કાલીતંત્ર તથા ચંડેશ્વર તંત્રનાં મતમાં, રાધાતંત્ર અને છેગી ઉચ્છિષ્ટ, તથા ધારા તંત્ર અને મૃડેશ્વરમાં પણ કહેલા છે. ॥ ૫ ॥

तत्सर्वं कीलकं कृत्वा कलौ वीर्यविवर्जिताः ॥
ब्राह्मणाः कामक्रोधौ च तस्य कारणहेतवे ॥ ६ ॥

જે સંપૂર્ણ મંત્રયંત્રાદિ ક્રિયાયો છે, તે સર્વે કલિયુગમાં કીલક કરીને, બળહીન કરી નાખે છે. તે માટે સર્વે બ્રાહ્મણો કામ ક્રોધથી ભરપુર છે. ॥ ૬ ॥

विना कीलकमंत्राश्च तंत्राश्च कथिताः शिव ॥
तंत्रविद्या क्षणं सिद्धिः कथयस्व मम प्रभो ॥ ७ ॥

કિલક વગરનાં જે જે મંત્રો તંત્રો છે, અને સિદ્ધિને આપે છે. તેતે તંત્રો તથા, મંત્રો હે શિવજી મને કહો ॥ ૭ ॥

॥ इश्वर उवाच ॥

श्रृणु सिद्धि महायोगिन् सर्वयोगिविशारद ॥
तंत्रविद्यामहागुप्ता देवानामपि दुर्लभा ॥ ८ ॥

શંકર કહેછે કે હે સર્વે યોગીયોમાં શ્રેષ્ટ બુદ્ધિવાલા હે દત્તાત્રેયજી, હું તમને જે તંત્રવિદ્યા કહીશ, તે તંત્રવિદ્યા ઘણીક ગુપ્ત, અને દેવતાઓને પણ દુર્લભ છે. ॥ ૮ ॥

तवाग्रे कथिता देव तंत्रविद्याशिरोमणिः ॥

गुह्याद्गुह्यं महागुह्यं गुह्यं गुह्यं पुनः पुन ॥ ९ ॥

હે દેવ દત્તાત્રેયજી, તંત્ર વિદ્યામાં જે શિરોમણી કહેવાય છે, તે તંત્રવિદ્યા ઘણીજ સર્વ વિદ્યામાં તે મુખ્ય છે. અને ગુપ્ત રાખવા જેવી, અને વળી આજ સુધી ગુપ્ત રહેલી જે તંત્રવિદ્યા તે ગુપ્ત રાખવા જેવીજ છે. ॥ ૯ ॥

गुरुभक्ताय दातव्यं नाभक्ताय कदाचन ॥

शिवभक्त्येकमनसे दृढचित्तसमन्विते ॥ १० ॥

આ વિદ્યા જે છે તે પોતાનોં પરમ ગુરૂ ભાવ બતાવતો હોય, અને ગુરૂના ઉપર પ્રિતિ રાખતો હોય એવા પુરૂષ ને આ તંત્રવિદ્યા આપવી, પણ અભકતને કદિ સ્વપ્નામાં પણ નહી બતલાવવી, પરમ શિવજીનો ભકત હોય અને નિસ્કપટી હોય તેને કહેવી. ॥ ૧૦ ॥

शिरो दद्यात्सुतं दद्यान्न दद्यात्तंत्रकल्पकम् ॥

यस्मैकस्मै न दातव्यं नान्यथा शंकरोदितम् ॥ ११ ॥

મસ્તક આપવું, પુત્ર આપવો, પણ તંત્રવિદ્યા નહિ આપવી. જે આ શંકરે કહેલા તંત્રો છે તે જેવાને નહિ આપવાં કારણકે આ શંકરના કહેલા જે તંત્રછે તે અસત્ય નથી. ।૧૧।

अथातः सम्प्रवक्ष्यामि दत्तात्रेय तथा शृणु ॥

कलौ सिद्धिमहामंत्रं विना किलेन कथ्यते ॥ १२ ॥

હે દત્તાત્રેયજી, કલિયુગમાં સિદ્ધિ આપવા વાળો વગર કીલકનો મહામંત્ર જેજે કહેવાય છે, તે તમોને અનુક્રમેકરીને કહું છું તે શાંભળો. ॥ ૧૨ ॥

न तिथिर्न च नक्षत्रं नियमो नास्ति वासरः ॥
न व्रतं नियमं होमं कालवेलाविवर्जितम् ॥ १३ ॥

તિથિ, નક્ષત્ર, વાર, વ્રત, હોમ, કાલવેલા તે સર્વેનો નીયમ નથી કે અમુક દીવશેતો કાર્ય કરવું. કારણકે તંત્ર પોતાની ઈચ્છા અનુસાર ચાલે છે. ॥ ૧૩ ॥

केवलं तंत्रमात्रेण ह्यौषधी सिद्धिरूपिणी ॥
यस्य साधनमात्रेण क्षणे सिद्धिश्च जायते ॥ १४ ॥

કેવલ તંત્ર માત્રથી ઔષધી સિદ્ધિ રૂપ છે, અને તેને સાધન કરવાથી ક્ષણમાત્રમાં સિદ્ધ થઈજાય છે. ॥ ૧૪ ॥

मारणं मोहनं स्तंभं विद्वेषोच्चाटनं वशम् ॥
आकर्षणं चेन्द्रजालं यक्षिणी च रसायनम् ॥ १५ ॥

મારણ, મોહન, સ્તંભન, વિદ્વેષ, ઉચ્ચાટન, વશ્યકરણ, આકર્ષણ, ઈંદ્રજાલ, યક્ષિણી, રસાયન. ॥ ૧૫ ॥

कालज्ञानमनाहारं साहारं निधिदर्शनम् ॥
वन्ध्यापुत्रवतीयोगं मृतवत्सासुतजीवनम् ॥ १६ ॥

કાલસાન, અનાહાર, આહાર, નિધિદર્શન, વંધ્યાસ્ત્રી ને પુત્ર પ્રાપ્તી મૃતવત્સાસુત જીવન, કાક વંધ્યા ચિકિત્સા. ॥ ૧૬ ॥

जगवादे वाजिकरणे भुतग्रहनिवारणम् ॥
सिंहव्याघ्रभयं सर्पवृश्चिकानां तथैव च ॥ १७ ॥

જયવાદ, વાજીકરણ, ભૂતગ્રહનું નિવારણ, સિંહવ્યાઘ્ર ભય, સર્પ વિછી, કાનખજુરો, ઘોય વિગેરેનુ નિવારણ. ॥ ૧૭ ॥

निवारणं भयं तेषां नान्यथा शंकरोदितम् ॥
गोप्यं गोप्यं महागोप्यं गोप्यं गोप्यं पुनः पुनः ॥ १८ ॥

એ બધાય વિષય આ દત્તાત્રેય તંત્રમાં છે, અને તંત્રો બધાય શંકરના કહેલા છે તે અસત્ય નથી, અને શંકરનું વારંવાર એવું કહેવું છે કે, આ તંત્રો ગુપ્ત રાખવા જેવા છે.

ગુપ્ત રાખવા જેવા છે. ॥ ૧૮ ॥

ॐपरब्रह्मपरमात्मनेनमः उत्पत्तिस्थितिप्रलयकरायब्रह्महरिहराय त्रिगुणात्मने सर्वकौतुकनिदर्शयदर्शय दत्तात्रेयायनमः तंत्राणि सिद्धिकुरुकुरुस्वाहा.

ઓમ્ પરબ્રહ્મ પરમાત્મને નમઃ ઇત્યાદિ આ સર્વોપરિ મંત્ર છે. અને ૧૦૮ મંત્રનો જપ કરવો તો સિદ્ધિ થાય.

॥ इति प्रथम पटल समाप्त थयुं ॥



# पटल २

तंत्र मारणं। इश्वर उवाच ॥

अथातः कथयिष्यामि प्रयोगं मारणाभिधम् ॥
सद्यः सिद्धिकरं नृणां श्रणुष्वावहितो मुने ॥ १ ॥

હવે બીજા પટલમાં મારણ પ્રયોગ છે. તે લખાય છે. શંકર કહે છે કે હે મુને હવે હું તમારી આગળ મનુષ્યોને જલદી સિદ્ધિ કરવા વાલો મારણ પ્રયોગ કહીશ તે સ્થીર મન રાખીને સાંભળશો. ॥ ૧ ॥

मारणं न वृथा कार्यं यस्य यस्य कदाचन ॥
प्राणांतसंकटे जाते कर्तव्यं भूतिमिच्छता ॥ २ ॥

પોતાનું શ્રેય ઇચ્છનાર મનુષ્ય કોઇ પણ આ મારણ પ્રયોગને જલદી નહી કરવો વૃથા મારણ પ્રયોગ કરવો તે વિપરીત ફળને આપે છે અને જ્યારે પોતાને પ્રાણાન્ત સંકટ આવે ત્યારે કરવો. યે યોગ્ય છે અર્થાત્ પોતાનાં શ્રેયને માટે અને પ્રાણ બચાવવાને માટે કરવામાં કાંઇપણ હાનિ નથી. ॥૨॥

ब्रह्मात्मानं तु विततं दृष्ट्वा विज्ञानचक्षुषा ॥
सर्वत्र मारणं कार्यमन्यथा दोषभाग्भवेत् ॥ ३ ॥

જ્યારે જ્ઞાનિ પુરૂષ પોતાના જ્ઞાન ચક્ષુથી સર્વ ઠેકાણે ઇશ્વર છે એમ દેખે છે ત્યારે મનમાં વિચાર કરીને જો આવશ્યકનું કામ હોય તોજ મારણ કરે છે. અને અજ્ઞાનથી જો મારણ કરે તો દોશ ભોગી થાય છે. ।। ૩ ।।

मूर्खेण तु कृते तंत्रे स्वस्मिन्नेव समापयेत् ॥
तस्माद्रक्ष्यं सदात्मानं मारणं न क्वचिच्चरेत् ॥
कर्तव्यं मारणं चेत्स्यात्तदा कृत्यं समाचरेत् ॥ ४ ॥

મુર્ખ માણસ અજ્ઞાનતાથી જો મારણ પ્રયોગ કરે છે તો પોતાનીજ ઉપર પડે છે માટે કરીને મારણ પ્રયોગ કરવો નહી. અને કરવો તો નિચે પ્રમાણે કરવો. ।। ૪ ।।

चिताभस्मसमायुक्तं धत्तूरं चूर्णसंयुतम् ॥
यस्यांगे निक्षिपद्भौमे सद्यो याति यमालयम् ॥ ५ ॥

સ્મશાનની ભસ્મ અને ધતુરાના બીનું ચુર્ણ કરી ને મેળવી પછી જેના ઉપર નાંખે તે યમ રાજાના દ્વાર જરૂર પોચે આ પ્રયોગ મંગળવારે કરવો. ।। ૫ ।।

भल्लातकोद्भवं तैलं कृष्णसर्पस्य दन्तकम् ॥
विषं धतुरसंयुक्तं यस्यांगे निक्षिपेन्मृतिः ॥ ६ ॥

ભિલામાંનુ તેલ અને કાલા સર્પનો દાંત તથા ધતુરાનું ચુર્ણ મેળવીને કોઇના શરીર ઉપર નાંખેતો મારણ થાય. ।।૬।।

नारास्थिचूर्णताम्बूलं भुंक्ते मृत्युकरं ध्रुवम् ॥
सर्पास्थिचूर्णं यस्यांगे निक्षिपेन्मृत्युमाप्नुयात् ॥ ७ ॥

મનુષ્યના હાડકાનું ચુર્ણ તાંબુલમાં આવે તો મૃત્યુ થાય અને કાલા સાપના હાડકાનું ચુર્ણ કરી કોઇના શરીર ઉપર નાંખવાથી મૃત્યુ થાય. ।। ૭ ।।

चिताकाष्ठं गृहीत्वा तु भौमे च भरणीयुते ॥
निखनेच्च गृहद्वारे मासे मृत्युर्भविष्यति ॥ ८ ॥

સ્મસાનમાંથી ચીતાનું લાકડું મંગળવાર અને ભરણી નક્ષત્રમાં લાવીને જો કોઇનાં બારણામાં ખોસી જાય તો એક મહીનામાં જરૂર મૃત્યુ થાય. ॥ ૮ ॥

कृष्णसर्पवसा ग्राह्या तद्वर्ति ज्वालयेन्निशि
धतूरबीजतैलेन कज्जलं नृकपालके ॥ ९ ॥

કાલા સર્પની ચરબી લાવીને તેની બતી કરવી અને ધતુરાના બી લઇને તેલમાં બોરીને રાત્રે સળગાવવી અને મનુષ્યનાં કપાળમાં કાજલ પાડવું. ॥ ૯ ॥

चिताभस्मसमायुक्तं लवणं पंचसंयुतम् ॥
यस्यांगे निक्षिपेच्चूर्णं सद्य याति यमालयम् ॥ १० ॥

પછી ચીતાની ભસ્મ સહિત પાંચ જાતનું મીઠું લેવું પછી સર્વે વસ્તુ ભેગી કરીને જેનાં શરીર ઉપર આ ચુર્ણ નાંખે તો મૃત્યુ થાય. ॥ ૧૦ ॥

गृहित्वा वृश्चिक मांसं उल्लूकं चूर्णसंयुतम् ॥
यस्यांगे निक्षिपेच्चूर्णं नरोमृत्युर्भविष्याति ॥ ११ ॥

વિંછીનું માંસ તથા ઉલુકનું માંસ તેનું ચુર્ણ કરીને જેનાં અંગ ઉપર નાંખે તેનું મૃત્યુ થાય. ॥ ૧૧ ॥

लिखेत्पंचदशीयंत्र चिताभस्मविलोमतः ॥
श्मशानाग्नौ क्षिपेद्यंत्रं भौमे च म्रियते रिपुः ॥ १२ ॥

ચીતાની ભસ્મથી પંનરીયો મંત્ર વિલોમથી લખી અને મંગળવારે અગ્નીમાં નાંખીને તે મંત્ર બાળી નાંખવો. તેથી શત્રુ નાશ પામે. ॥ ૧૨ ॥

उल्लूविष्ठां गृहीत्वा तु विषचुर्णसमन्वितम् ॥
यस्यांगे निक्षिपेच्चूर्णं सद्यो याति यमालयम् ॥ १३ ॥

ઘુડની વીષ્ટા લઇને વિષનું ચુર્ણ મેળવીને જેનાં અંગ ઉપર નાખે તેનું મૃત્યુ થાય. ॥ ૧૩ ॥

रिपुविष्ठां गृहीत्वा च नृकपाले तु धारयेत् ॥
श्मशाने निखनेद्भूमौ यस्य नाम लिखेत्स हि ॥ १४ ॥

પોતાના શત્રુની વીષ્ટા લઈને મનુષ્યની ખોપરીમાં નાખી પૃથ્વીમા ખાડો કરીને અંદર શત્રુનુ નામ લખીને ખાડામાં ડાટી દેવું. ॥ १४ ॥

यावच्छुष्यति सा विष्ठा तावच्छत्रुर्मृतो भवेत् ॥
यस्मै कस्मैन दातव्यं नान्यथा शंकरोदितम् ॥ १५ ॥

જેટલા દીવસમાં તે તે વિષ્ટા શુકાઈ જાય તેટલા દીવશમાં પોતાનો શત્રુ નાશ પામે, આ તંત્ર સર્વેને કહેવાનો નથી જે શંકરે કહ્યુ છે તે કદી મીથ્થા ન થાય. ॥ १५ ॥

कृकलाया वसातैलं यस्यांगे बिन्दुमात्रतः
निक्षिपेन्म्रियते शत्रुर्यादि रक्षति शंकरः ॥ १६ ॥

કૃકલાનું તેલ લઈને જેના સરીર ઉપર એક બીન્દુ નાખે તો તેને શંકર રક્ષાકરે પણ તેનુબચવું મુશ્કેલ પડશે. ॥१६॥

गृहदीपे तु निक्षिप्ते लवणं विजयायुतम ॥
यस्य नाम्ना मृतं सत्यं मासमेकं न संशयः ॥ १७ ॥

પોતાના ઘરના દીવામાં મીઠુ, તથા ભાંગ મેળવીને રાખે, પછી તેણેથી જેનુ નામ લખે તે એક મહીનામાં નાશ પામે. ॥ १७ ॥

अथमन्त्र ॐनमःकालरुपाय अमुकं भस्मीकुरुकुरु स्वाहा ॥

## इति मारण प्रयोग द्वितीयः पटलः॥ २ ॥



# अथ तृतीय पटल ॥ ३ ॥

तत्र मोहनम् ॥ ईश्वर उवाच ॥
अथातः संप्रवक्ष्यामि प्रयोगं मोहनाभिधम् ॥

सद्यः सिद्धिकरं नृणां शृणु योगींद्र यत्नतः ॥ १ ॥

હે યોગીન્દ્ર, હવે તમોને હું આ મારણ પ્રયોગથી બીજો મનુષ્યોને સિદ્ધિ કરવા વાળો, મોહનપ્રયોગ કહું તે સાંભળો. ॥ ૧ ॥

तुलसीबीजचूर्णं तु सहदेव्या रसेन च ॥
रवौ यस्तिलकं कुर्यान्मोहयेत्सकलं जगत् ॥ २ ॥

તુળશીના બીજનું ચુર્ણ કરીને સહદેવીના રસમાં રવિવારને દીવસે જો કોઇ મનુષ્ય તીલક કરે તો મનુષ્યો તેના ઉપર મોહ પામે. ॥ ૨ ॥

हरितालं चाश्वगन्धां पेषयेत्कदलीरसैः ॥
गोरोचनेन संयुक्तं तिलकं लोकमोहनम् ॥ ३ ॥

હરતાલ અશ્વગંધ ગોરોચન એ ત્રણ કેળના રસમાં ઘસીને જો તીલક કરે તો તેના ઉપર મોહ પામે. ॥ ૩ ॥

शृंगीचन्दनसंयुक्तं वचाकुष्ठसमन्वितम् ॥
धूपं देहे तथा वस्त्रे मुखे चैव विशेषतः ॥ ४ ॥

કાકડાશીંગી લઇને વચકુંઠ મેળવીને તેનો ધુપ પોતાનાં અંગ તથા વસ્ત્ર ઉપર આપવો. ॥ ૪ ॥

राजाप्रजा पशुपक्षि दर्शनान्मोहकारकम् ॥
गृहीत्वा मूलताम्बूलं तिलकं लोकमोहनम् ॥ ५ ॥

તો દેખવાથીજ રાજા, પ્રજા, પશુ, પક્ષી, મોહીત થાય તથા પાનની જડ પીસીને જો તીલક કરે તો સૌ મોહીત થાય ॥ ૫ ॥

सिंदूरं कुंकुमं चैव गोरोचनसमन्वितम् ॥
धात्रीरसेन संपिष्टं तिलकं लोकमोहनम् ॥ ६ ॥

સિંદુર, કેશર, ગોરોચન, આંબળાંના રસમાં વાટીને તીલક કરે તો મનુષ્ય મોહીત થાય. ॥ ૬ ॥

मनः शिलां च कर्पूरं पेषयेत्कदलीरसैः ॥
तिलकं मोहनं नृणां नान्यथा मम भाषितम् ॥ ७ ॥

મનસીલ, કપુરને કેળના રસમાં પીશીને તિલક કરે તો મનુષ્યો મોહિત થાય એમ શીવજી કહે છે કે મારૂં વચન મીથ્યા નહી થાય વિશ્વાશ રાખવો. ॥ ७ ॥

सिंदूरं च वचाश्वेततांबूलरसपेषयेत् ॥
अनेनैव तु मंत्रेण तिलकं लोकमोहनम् ॥ ८ ॥

સીંદુર, સફેદ, વજ, આ બેયને પાનના રસમાં વાટીને મંત્રથી તીલક કરેતો બધાય લોકો મોહિત થાય. ॥ ८ ॥

भृंगराजमपामार्ग लाजा च सहदेविका ॥
एभिस्तु तिलकं कृत्वा त्रैलोक्यं मोहयेन्नरः ॥ ९ ॥

ભાંગરો તથા અઘાડો લાજા સહદેવી આ સર્વેનું તીલક કરવાથી મનુષ્ય મોહ પામે. ॥ ૯ ॥

श्वेतदूर्वां गृहीत्वा तु हरितालं च पेषयेत् ॥
एभिस्तु तिलकं कृत्वा त्रैलोक्यं मोहयेन्नरः ॥ १० ॥

સફેદ ધ્રોને લઇને હુરતાલની સાથે મીલાવીને જો કોઇ તીલક કરે તો તેને દેખે તેટલા વશ થાય છે. ॥ ૧૦ ॥

गृहीत्वोदुंबरं पुष्पं वर्ति कृत्वा विचक्षणैः ॥
नवनीतेन प्रज्वाल्य कज्जलं कारयेन्निशि ॥ ११ ॥

ઉબરાનું પુષ્પ લઇને એની બતી કરીને ગાયના માખણથી દીવે રાત્રીની વખતે પ્રજવલિત કરીને કાજલ પાડે.॥૧૧॥

कज्जलं चांजयेन्नेत्रे मोहनं सर्वतो जगत् ॥
यस्मै कस्मै न दातव्यं देवानामपि दुर्लभम् ॥ १२ ॥

આ કાજલ નેત્રોમાં આંજવાથી સર્વે મનુષ્યો મોહિત થાય. આ કાજલ દેવતાઓને પણ દુર્લભ છે. માટે કોઇને પણ આપવું નહિ. ॥ ૧૨ ॥

श्वेतगुंजारसे पेष्यं ब्रह्मदंडीयमूलकम् ॥
लेपमात्रे शरीराणां मोहनं सर्वतो जगत् ॥ १३ ॥

સફેદ ચણોઠીના રસમાં બ્રહ્મ દંડીની જડને વાટીને શરીર ઉપર લેપ કરવાથીજ સર્વ જગત દેખવાથી મોહિત થાય છે. ॥ ૧૩ ॥

बिल्वपत्रं गृहीत्वा तु च्छायाशुष्कं तु कारयेत् ॥
कापिलापयसा युक्तं वटीं कृत्वा तु गोलकम् ॥ १४ ॥

બિલિપત્રને લઇને છાયામાં સુકવીને પછી કપીલા ગાયનાં દુધમાં વાટીને ગોળી બનાવવી. ॥ ૧૪ ॥

एभिस्तु तिलकं कृत्वा मोहनं सर्वतो जगत् ॥
क्षणेन मोहनं याति प्राणैरपि धनैरपि ॥ १५ ॥

તે ગોળીનુ તીલક લગાવવાથી, જે કોઇ દેખે તે મોહે છે અને પોતાનુ ધન તથા પ્રાણ આપી દે છે. ॥ ૧૫ ॥

श्वेतार्कमूलमादाय श्वेतचंदनसंयुतम् ॥
अनेन लेपयेद्देहे मोहनं सर्वतो जगत् ॥ १६ ॥

સફેદ આકડાની જડ લઈને સફેદ ચંદનની સાથે મેળવીને પોતાના શરીરે જો તીલક કરે તો બધુ જગત મોહ પામે. ॥ ૧૬ ॥

विजयापत्रमादाय श्वेतसर्षपसंयुतम् ॥
अनेन लेपयेद्देहे मोहनं सर्वतो जगत् ॥ १७ ॥

ભાંગના પાંદડા લઇને સફેદ સરસવમાં વાટીને જો શરીરે લેપ કરેતો સર્વે લોકો દેખીને મોહ પામે. ॥ ૧૭

गृहीत्वा तुलसीपत्रं छायाशुष्कं तु कारयेत् ॥
अश्वगंधासमायुक्तं विजयाबीजसंयुतम् ॥ १८ ॥

તુળશીનાં પાંદડા લઇને છાંયામાં સુકવી પછી, અશ્વગંધ તથા ભાંગના બીજ મેળવીને, ॥ ૧૮ ॥

कपिलादुग्धसार्धेन वटी टंकप्रमाणतः ॥
भक्षिता प्रातरुत्थाय मोहनं सर्वतो जगत् ॥ १९ ॥

કપિલા ગાયના દૂધની સાથે ટંકપ્રમાણ ૪ માસાની ગોળી બનાવવી, સવારે ઊઠી એક ગોળી ખાવી, તેમ કરવાથી સર્વ જગત મોહ પામે. ॥ ૧૯ ॥

कटुतुंबीबीजतैलं ज्वालयेत्पटवर्तिकाम् ॥
कज्जलं चांजयेन्नेत्रे मोहनं सर्वतो जगत् ॥ २० ॥

કડવી તુંબડીનાં બીજમાંથી તેલ કાઢી, પછી લુગડાની વાટ કરીને તેનો દીવો કરવો, પછી તેનું કાજળ પાડવું, તે કાજળ આંખોમાં આંજવાથી સર્વે મોહ પામે. ॥ ૨૦ ॥

पंचांगदाडिमीं पिष्ट्वा श्वेतगुंजासमन्वितम् ॥
एभिस्तु तिलकं कृत्वा मोहनं सर्वतो जगत् ॥ २१ ॥

દાડમનાં પંચાગને વાટી પછે સફેદ ચણોઠી લઈ બેયને સાથે વાટી તીલક કરવાથી સર્વ જગત મોહ પામે. ॥ ૨૧ ॥

॥ ઇતિ દત્તાત્રેયનું તૃતીય પટલ સમાપ્ત.



## अथ स्थंभन नामनुं ४ पटल.

स्तंभनम् ॥ ईश्वर उवाच ॥

अथातः संप्रवक्ष्यामि प्रयोगं स्तंभनाभिधम् ॥
यस्य साधनमात्रेण सिद्धिः करतले भवेत् ॥ १ ॥

હવે હું તમને સ્થંભન પ્રયોગ કહું છું, તે સ્થંભન પ્રયોગથી મનુષ્યોના હાથમાં એક જાતની સિદ્ધિ આવે છે. એવી રીતે શંકર દત્તાત્રેયજીને કહે છે. ॥ ૧ ॥

तत्रादौ संप्रवक्ष्यामि अग्निस्तंभनमुत्तमम् ॥
वसां गृहीत्वा मांडूकीं कौमारीरसपेषयेत् ॥ २ ॥

તેમાં પ્રથમ અગ્નિસ્થંભન કહુ છું, માંડુકની વશાને લ ઇને કોમારીના રસમાં મેળવવી. ॥ ૨ ॥

मंडूकस्य वसा ग्राह्या कर्पूरेणैव संयुता ॥
लेपमात्रे शरीराणामग्निस्तंभः प्रजायते ॥ ३ ॥

અથવા ડેડકાની ચરબીને લઇને તેમાં કપુર મેળવીને જે શરીરે લેપ કરે, તો અગ્નિથી શરીર બળશે નહી. ॥ ૩ ॥

कुमारीरसयुक्तेन तैलेनाभ्यंगमाचरेत् ॥
अग्निना न दहेदंगमग्निस्तंभः प्रजायते ॥ ४ ॥

કુવારના રસને ઘીમાં મેળવીને શરીર ઉપર લેપ કરવાથી અગ્નિયે કરીને શરીર નહી બળે ॥ ૪ ॥

कदलीरसमादाय कुमारीरसपेषयेत् ॥
अर्कदुग्धं तथा युक्तमग्निस्तभः प्रजायते ॥ ५ ॥

કેળનો રસ કાઢીને પછી કુવારનો રસ તેમાં નાખવો. વળી તેમાં આકડાનું દુધ નાખી પછી શરીરે લેપ કરવાથી અગ્નિ સ્થંભન થશે. ॥ ૫ ॥

कुमारीरसलेपेन किंचिद्वस्तु न दह्यते ॥
अग्निस्तंभनयोगोयं नान्यथा मम भाषितम् ॥ ६ ॥

શંકર કહે છે કે, કુવારના રસેથી કોઇ વસ્તુ મેળવીને તૈયાર કરશે, ને પછી સળગાવવાથી તે નહી બળે. ॥ ૬ ॥

पिप्पलीमरिचीशुंठीश्चर्वयित्वा ततः पुनः ॥
दिप्तांगारं नरो भक्षेश्च शक्तं दह्यते कचित् ॥ ७ ॥

લીંડી પીપર, બાળામરી, સુઠ આ ત્રણુને ચાવીને મુખમાં રાખી પછી [illegible] માં રાખે તો લેશ માત્ર પણુ મુખ બળશે નહીં ॥ ૭ ॥

कौमारी [illegible] लिप्तदेहो न दह्यते ॥
आज्यं [illegible] पीत्वा चर्वयंस्तगरं तथा ॥ ८ ॥

અથવા પીપર, શુંઠ, મરી, ગણુનું ચુર્ણ કરી પછી કુવા રના રસમાં મેળવી અંગ ઉપર લેપ કરવાથી અંગ નહી બળે, અથવા ઘી, શાકર ચાટીને પછી ઉપર તગર ચાવી લેવાથી કદી નહી થાય. ॥ ૮ ॥

तप्तलोहं लिहेत्पश्चात् वक्रं न दह्यते कचित ॥
अग्निस्तंभनयोगोयं नान्यथा शंकरोदितम् ॥ ९ ॥

ઉપર કહ્યા પ્રમાણે ચાટી લઇને પછી ઉનુ લોહું જો મુખમાં રાખે તો કાંઇ પણુ ઇજા નહી આવે એવું શંકરનું કહેલું છે. ॥ ૯ ॥

॥ अथ स्थानस्तंभनम् ॥

नृकपाले मृदं क्षिप्त्वा श्वेतगुंजां च निर्वपेत ॥
गोदुग्धेन तु संसिच्य कुर्याद्गुंजालता शुभा ॥ १० ॥

મનુષ્યનુ કપાળ લઇને તેમાં માટી નાખીને તેમાં ધોળી ચણોઠી નાખવી, અને તેમાં ગાયનુ દુધ પણ નાખવું, આવી રીતે જ્યારે તેમાંથી વેલ નીકળે. ॥ ૧૦ ॥

यस्यांगे तल्लता क्षिप्ता स्थानस्तंभः प्रजायते ॥
तस्य नाम्ना च लवणैः श्मशानाग्नौ हुनेत्तथा ॥ ११ ॥

તે વેલનાં પાંદડાં જેના ઉપર નાખે, તે ત્યાંને ત્યાં સ્થંભન થઇ જાય એવું શંકરનું કહેવું છે, તથા શ્મશાનની અગ્નિમાં મીઠું નાખી મંત્ર ભણીને આહુતી આપે તો સ્થંભન થાય ॥ ૧૧ ॥

अथ मंत्रः ॥ ॐ नमो दिगंबराय अमुक-
स्यासनं स्तंभय स्तंभय फट् स्वाहा ॥
अस्य मंत्रस्य लक्षजपात्सिद्धिर्भवति ॥ १२ ॥

જે મંત્ર ઉપર લખેલો છે, તે એક લાખ જપવાથી આ પ્રયોગ સિદ્ધ થાય છે. ॥ ૧૨ ॥

उल्लूकस्य कपेर्वापि तांबूले यस्य दापयेत् ॥
विष्ठां मयत्नतस्तस्य बुद्धिस्तंभः मजायते ॥ १३ ॥

ઘુડ તથા વાંદરાની વીષ્ટા કોઈને ખવરાવે તો તેની બુદ્ધિ સ્થીર થઇ જાય, પાન અથવા બીજી કોઈ ચીજમાં ખવરાવવી. ॥ ૧૩ ॥

भृंगराजमपामार्गं सिद्धार्थसहदेविका ॥
कोलं वचा च श्वेतार्के सत्त्वमेषां समाहरेत् ॥ १४ ॥

ભાંગરો, અઘાડો, સહદેવીકા, સરસો, કંકોલ, વચ સફેદ આકડો, એ સર્વે ભેગા કરી રાખવા. ॥ ૧૪ ॥

लोहपात्रे विनिक्षिप्य त्रिदिन मर्दयेत्सुधीः ॥
ललाटे तिलकं कुर्याद्दुष्टबुधिः प्रणश्यति ॥ १५ ॥

ત્યાર બાદ તે સર્વેને લોઢાની કડાઇમા નાખીને ત્રણ દીવસ સુધી મંત્ર ભણીને વાંચવું, અને ચોથા દીવસે જે કોઇ પોતાનો શત્રુ હોય તેનાં નામથી તીલક કરીને પોતાના શત્રુની આગળ જવાથી તેની બુદ્ધિ નાશ પામે છે. ॥ ૧૫ ॥

अथ मंत्रः ॥ ॐ नमो भगवते अमुकस्य बुद्धि-
स्तंभनं फट कुरु कुरु स्वाहा । लक्षैकजपात्सिद्धिः ॥१६॥

મંત્ર ઉપર શત્રુનું નામ લેતુ જાવું, અને તે મંત્ર સુવા લક્ષ જપવાથી સિદ્ધ થાય છે. ॥ ૧૬ ॥

अथ शस्त्रस्तंभनम् ।

पुष्यार्के तु समुद्धृत्य विष्णुक्रांतासुमूलकम् ॥
वक्त्रे शिरसि धार्यं तच्छस्त्रस्तभंः मजायते ॥ १७ ॥

રવિવારને દીવસે પુષ્ય નક્ષત્રમાં વિષ્ણુ કાંતાની જડ લાવીને મુખમાં અથવા મુસ્તક ઉપર રાખે તો શસ્ત્રનુ સ્તંભન થાય છે. ॥ ૧૭ ॥

पुष्याऽर्केऽह्नि समादाय अपामार्गस्य मूलकम् ॥

घृष्ट्वा लिंपेच्छरीरे स्वे शस्त्रस्तम्भ प्रजायते ॥ १८ ॥

પુષ્ય નક્ષત્રમાં અઘાડાની જડ લાવી અને પોતાના શ- રીર ઉપર લેપ કરવાથી સરીર ઉપર શસ્ત્ર નહી લાગે. ॥૧૮॥

करे सुदर्शनं मूलं बद्धा तालस्य वै मुखे ॥

केतकी मस्तके क्षिप्तं खङ्गस्तंभः प्रजायते ॥ १९ ॥

હાથમાં સુદર્શનનુ મુળ મુખમાં તાડ વૃક્ષનુ મૂળ, મા- થા ઉપર કેતકી રાખે તેને તલવારનો ઘાય નહી લાગે. ॥૧૯॥

एतानि त्राणि मूलानि चूर्णितानि घृतं पिबेत् ॥

आयाताऽनेकशस्त्राणां समूहं स निवारयेत् ॥ २० ॥

સુદર્શન તથા તાડી તથા કેતકી આ ત્રણે વસ્તુને ચુર્ણ કરીને મંત્ર સહીત પીવે તો તેને કોઈ હથીઆર લાગશે નહી. ॥ ૨૦ ॥

खर्जुरी मुखमध्यस्था करे बद्धा च केतकीम् ॥

भुजदंडास्थितं चार्के सर्वशस्त्रनिवारणम् ॥ २१ ॥

ખજુરને મુખમાં અને કેતકીને હાથમાં બાધીને આકડા ને ભુજાયુ ઉપર બાંધીને રણસંગ્રામમાં જાય તો તેને કોઈ હ- થીઆર અડશે નહી ॥ ૨૧ ॥

गृहीत्वा रविवारे च बिल्वपत्रं सुकोमलम् ॥

पिष्ट्वा विषसंगं सार्द्धं शस्त्रस्तंभनलेपनम् ॥ २२ ॥

રવિવારને દીવશે બીલીપત્રના કુણાં કુણાં પાંદડા લઈને વિષમાં લેપ કરવાથી શસ્ત્ર સ્તંભન થશે. ॥ ૨૨ ॥

पुष्यार्के श्वेतगुंजाया मूलमुद्धृत्य धारयेत ॥

हस्ते शस्त्रभयं नास्ति संगरे च कदाचन ॥ २३ ॥

ॐ नमो भगवते महाबल पराक्रमाय ।

शत्रुणां शस्त्र स्तंभनं कुरुकुरु स्वाहाः ॥

॥ लक्षैक जपेन सिद्धिः ॥

તથા પુષ્ય નક્ષત્ર અને રવીવારને દીવસે, ધોળી ચણોઠી નુ મુળ ઉખાડી લાવે પછી મંત્ર ભણીને, હાથે બાંધીને જાય ને જો સંગ્રામમાં જાય તો કોઇ હથીઆરનો તેને ભય નહી રાખવો. આ મંત્ર એક લક્ષ જપવાથી સિદ્ધ થાય છે. ॥૨૩॥

## अथ सेना स्तंभन कहेवाय छे.

चितांगारेण विलिखेन्मंत्रं पात्रे च मृण्मये ॥
रिपुनामयुतं तच्च जलकुंडे विनिक्षिपेत् ॥ २४ ॥

સ્મશાનમાંથી કોયલો લાવી, માટીના પાત્રમાં શત્રુનુ નામ મંત્ર સહિત લખી અને પછી જલમાં ડુબાવી દેતો ।૨૪।

मंत्राभावे गृहीत्वा तु श्वेतगुंजाविधानकम् ॥
निखनेतु श्मशाने च पापाणैस्तत्प्रदापयेत् ॥ २५ ॥

અથવા મંત્ર ભણી સફેદ ચણોઠીને લાવી, અને સ્મશાનમાં ખાડો કરીને તેની અંદર તે ચણોઠીને નાખી, તેની ઉપર પથરો મુકવો. ॥ ૨૫ ॥

अष्टौ च योगिनीः पूज्य ऐंद्रीं माहेश्वरीं तथा ॥
वाराहीं नारसिंही च वैष्णवीं च कुमारिकाम् ॥ २६ ॥

આઠ જે મહાયોગણી છે તેના નામ નીચે પ્રમાણે.
ઐંદ્રી, માહેશ્વરી, વારાહી, નારસિંહી વૈષ્ણવી, કુમારી. ॥૨૬॥

लक्ष्मी ब्राह्मी च संपूज्य गणेशं वटुकं तथा ॥
क्षेत्रपालं तथा पूज्यं सेनास्तंभो भविष्यति ॥ २७ ॥
पृथक पृथक बलिं दद्यात् तस्य नामाभिभागतः ॥
मद्यं मांसं तथा पुष्पं धुपं दीपं बलिक्रिया ॥ २८ ॥

લક્ષ્મી, બ્રાહ્મી તથા ગણેશ બટુકભૈરવ, ક્ષેત્રપાળ તેઓનું પૂજન કરવાથી, અને તેને બળીદાન આપવાથી, મદ્યમાંસ પુષ્પ ધુપદીપ તેનું બળીદાન આપવું. અને નામ લેતું જાવું. ॥ ૨૭ ॥ ૨૮ ॥

अथ मंत्रः॥ॐनमः कालरात्रि शूलधारिणि मम शत्रुसेना

स्तंभनं कुरु कुरु स्वाहा । लक्षैकजपात्सिद्धिः ॥ २९ ॥

એક લક્ષ જપ કરવાથી આ પ્રયોગ સિદ્ધ થાયછે. ॥૨૯॥

## अथ सैन्य पलायन कहेवाय छे.

भौमवारे गृहीत्वा तु काकोलुकस्य पक्षयोः ॥

भूर्जपत्रं लिखेन्मंत्रं तस्य नामसमन्वितम् ॥ ३० ॥

गोरोचने गले बद्धा काकोलूकस्य पक्षयोः ॥

सेनानी सन्मुखं गच्छेन्नान्यथा शंकरोदितम् ॥ ३१ ॥

મંગળવારને દીવસે કાગડો તથા ઘુડ તેને પકડીને ભોજપત્ર લઈ ગોરોચનથી શત્રુનું નામ લખી કાગડો અથવા ઘુડ તેનાં ગળે બાંધીને છોડી દેવું, તેને જે તરફ પોતાના શત્રુની સેન્યા હોય તે તરફ દોડવુ. એટલે પછી તે શન્યા ભાંગવા માંડશે. આ પ્રયોગ શંકરનો કહેલો છે, માટે તે સત્ય છે, વિશ્વાસ રાખી કામ કરવું ॥ ૩૦ ॥ ૩૧ ॥

शब्दमात्रे सैन्यमध्ये पलायन्तेति निश्चितम् ॥

राजाप्रजागजाद्रीश्च नान्यथा शंकरोदितम ॥ ३२ ॥

અથવા તે પક્ષી સૈન્યમાં જઇને જ્યારે બોલવા માંડે એટલે તુરત રાજા પ્રજા હાથી વિગેરે ભાગવા માંડે. ॥ ૩૨ ॥

अथ मूलमंत्रः ॥ॐनमो भयंकराय खड्गधारिणे मम शत्रु सैन्यपलायनं कुरू कुरू स्वाहा। लक्षैकजपात्सिद्धिः ॥ ३३ ॥

આ મંતર એક લક્ષ જપવાથી સિદ્ધ થાયછે. ॥ ૩૩ ॥

ऋतुमत्या योनिवस्त्रे लिखेद्गोरोचनैर्नरम् ॥

तन्नाम्ना प्रक्षिपेत्कुंभे नरस्तंभः प्रजायते ॥ ३४ ॥

રજસ્વળા સ્રીની યોનીનાં કપડાં ઉપર ગોરોચનથી જે માણુસનું નામ લખે અથવા તેનું રૂપ લખે પછી તે માણુસનું નામ લઇને તે વસ્ત્ર જલમાં ફેંકી દેવાથી મનુષ્ય સ્તંભન થઇ જશે. ॥ ૩૪ ॥

उष्ट्रस्यास्थि चतुर्दिक्षु निखनेद्भूतले ध्रुवम् ॥
तदा धेनुमाहिष्यादिपशुस्तंभः प्रजायते ॥ ३५ ॥

ઊંટનું હાડકું લઇને જે કોઈ પશુને સ્તંભન કરવું હોય તેની ચારે બાજુએ ખાડો કરીને તે હાડકાને જલાવી દેવું, પછી તેની ઉપર માટી લઈ તે લીપી લેવાથી પશુ માત્ર સ્થીર થઇ જશે. ॥ ૩૫ ॥

इष्टकासम्पुटं कृत्वा तस्मिन्मेघं समालिखत् ॥
श्मशानभस्मना स्थाप्यं भूमौस्तंभः प्रजायते ॥ ३६ ॥

બે ઇંટ લઇને તેનો સંપુટ કરવો; અને તેમાં મેઘનુ નામ લખવુ, ચીતાની ભસ્મ લાવીને મેઘનુ નામ મંત્ર સહીત લખવાથી વરસતો ઇંદ્ર સ્થીર થઈ જશે. ॥ ૩૬ ॥

मधुना बृहतीमूलैरंजयेल्लोचनद्वयम् ॥
निद्रास्तम्भो भवेत्तस्य नान्यथा मम भाषितम् ॥ ३७ ॥

બ્રહુતીના મુળને લઇ મધની સાથે મેળવીતે જેનાં નેત્રો ઉપર લગાવે તેની નીંદ્રા સ્થંભન થઇ જશે એવુ શંકરનુ ક- કહેવું છે. ॥ ૩૭ ॥

भरण्यां क्षीर काष्ठस्य कीलं पंचांगुलं खनेत् ॥
नौकामध्ये तदा नौकास्तंभनं जायते ध्रुवम् ॥ ३८ ॥

ભરણી નક્ષતરમાં ક્ષીરના લાકડાને લઇને પાંચ આંગળ નો ખીલો કરીને જો વહાણુમાં ખોસી આવે તો નોકા ચાલ- તી બંધ થશે. ॥ ૩૮ ॥

पूष्यार्केण तु गृह्णीयात्कृष्णधत्तूरमुलकम् ॥
कट्यां बद्ध्वा गर्भिणीनां गर्भस्तंभः प्रजायते ॥ ३९ ॥

પુષ્ય નક્ષતર અને રવીવારને દીવસે કાળા ધતુરાનુ મુળ લાવી કાળા દોરામાં બાંધીને ગર્ભવાળી સ્ત્રીની કટીયે બાંધ- વાથી તેનો ગર્ભ પડશે નહી. ॥ ૩૯ ॥

तंदुलीमूलतोयेन देयं तंदुलवारि च ॥
धतूरमूलचूर्णं तु योनिस्थं गर्भ धारणम् ॥ ४० ॥
તંદુલના મુળ લાવીને તંદુલનું જલ લઇને પછી ધતુરા
નું મુળ લાવી તેનું ચુર્ણ કરી યોનીમાં જો રાખે તો તે સ્ત્રી-
ને ગર્ભ રહેવાનો સંભવ રહેશે. આ ચુર્ણની પોટલી કરીને
યોની દ્વારમાં રાખેવી. ॥ ४० ॥

ललना शर्करा पाठा कुंदश्च मधुनान्वितः ॥
भक्षितो वारयत्येव पतन्तं गर्भमंजसा ॥ ४१ ॥
કુંભારના હાથથી લાવેલી મૃતીકા સહીત મધ તથા બક-
રીનું દુધ પીવાથી, ગર્ભસ્તંભન થશે અર્થાત ગર્ભ રહેશે. ॥૪૧॥
मंत्रः ॐ नमो भगवते महारौद्राय सर्व स्तंभनं कुरु कुरु स्वाहा ॥

## इति दत्तात्रेय स्तंभन प्रकार नामनूं चोथु पटल समाप्त.



## ॥ अथ पंचम पटल प्रारंभ ॥

विद्वेषं नरनारीणां विद्वेषं राजमंत्रिणोः ॥
महाकौतुकविद्वेषं शृणु सिद्धि प्रयत्नतः ॥ १ ॥
આ પાંચમા પટલમાં વૈર પ્રયોગ છે. સ્ત્રી તથા પુરૂષને
વૈર અને રાજા તથા મંત્રીને વૈર મહા કૌતુક જેવુ સિદ્ધિ
આપવા વાળુ પ્રયોગ પટલ તમો શાંભળો. ॥ ૧ ॥

एकहस्ते काकपक्षमुलुपक्षं करे परे ॥
मंत्रयित्वा मिलत्यग्रे कृष्णसूत्रेण वेष्टयेत् ॥
यद्गृहे निखनेद्भूमौ विद्वेषं तस्य जायते ॥ २ ॥
એક હાથમાં કાગડો અને બીજા હાથમાં ઘુડ તે બેયને
કાળા સૂતરથી બાંધીને મંતર બોલીને જેના ઘર પાસે બાંધી

આપે ત્યાં બહુ બત્તીયો થાય. ॥ ૨ ॥

गृहीत्वा गजकेशं च गृहीत्वा सिंहकेशकम् ॥
गृहीत्वा मृत्तिकापादं पाटाल निखनेद्भुवि ॥ ३ ॥

હાથીના વાળ તથા સિંહના વાળ લેવા, અને પોતના શત્રુના પગની ધુડ લઇને તે ત્રણેની પોટલી કરીને જમીનમાં દાટી દેવી. ॥ ૩ ॥

तस्योपरि स्थापयेऽग्निं मालतीपुष्पहोमयेत् ॥
विद्वेषं कुरूते तस्य नान्यथा शंकरोदितम् ॥ ४ ॥

તેના ઉપર અગ્નિ રાખવો, અને ચંબેલીના પુલનો હવન કરવો. એવિ રીતે કરવાથી ધણોજ કલેશ થશે. ॥ ૪ ॥

मार्जारकमूषकयोर्विष्ठामादाय यत्नतः ॥
विद्वेष्यपादतलतो मृदमादाय मिश्रयेत् ॥ ५ ॥

મીંદડી તથા ઊંદર તે બેયની વીષ્ટા લઈને જેની સાથે કલેશ કરવો હોય અથવા કરાવવો હોય તેના પગની મૃત્તિકા લઇને ત્રણેવાનાં એકઠાં કરવાં. ॥ ૫ ॥

जपेन्मंत्रशतं कुर्यान्नरपुत्तलिकां शुभाम् ॥
नीलवस्त्रेण संवेष्ट्य तद्गृहे निखनेद्यदि ॥
विद्वेषं जायते शीघ्रं पितापुत्रावपि ध्रुवम् ॥ ६ ॥

પછી તેની ઉપર એક સો મંતર જપ કરવો, અને એક મનુષ્યાકાર પુતળુ કરવુ (પછી લીલુ કપડુ) એટલે નિલ રંગનુ કપડુ લઇ તે બધુ જેના ઘરમાં કલેશ કરાવવો હોય, ત્યાં નાખી દેવાથી મોટો ઝગડો થશે. અને બાપ દીકરાને પ્રીતી હશે પણ તુટી જઈને વિરોદ્ધ થાય. ॥ ૬ ॥

चिताभस्मयुतं बभ्रुसर्पयोर्दन्तचूर्णकम् ॥ ७ ॥

ચીતાની ભસ્મ લઈને નોરીયો તથા સર્પ તે બેયના દાંતનુ ચુર્ણ કરવુ ॥ ૭ ॥

पृथक्पुत्तलिकां कृत्वा तत्तन्नाम्नाभिमंत्रिताम् ॥
उद्याने निखनेद्भूमौ विद्वेषं जायते ध्रुवम् ॥ ८ ॥

પછી જે બે જણુને વૈર કરાવવું હોય તે બેયના નાંમ લઇને બે પુતળાં કરવાં અને મંત્રથી અભીમંત્ર કરવા પછી જંગલમાં જઇને નોખો નોખા બેયને ડાટી આપવાથી વિદ્વેષ થાય છે. ॥ ૮ ॥

गजकेसरिणोर्दंतान्नवनीतेन पेषयेत् ॥
यन्नाम्ना हूयते चाग्नौ तयोर्विद्वेषणं भवेत् ॥ ९ ॥

હાથી તથા સિંહનાં દાંત લઇને ગાયના માખણુમાં નાખીને (પછી હુવન કરે) અર્થાત દાંતને અગ્નિમાં ધુપ કરેતો દ્વેશ થાય છે. ॥ ૯ ॥

अश्वकेशं गृहीत्वा च महिषं केशसंयुतम् ॥
सभायां दीयते धुपो विद्वेषो जायते क्षणात् ॥ १० ॥

ઘોડા તથા ભેંસના વાળ લઇને જા સભામાં ધુપ કરેતો દ્વેશ થાય ॥ ૧૦ ॥

गृहीत्वा सल्लकीकंठं निखनेद्भुवि द्वारकम् ॥
कलहो जायते नित्यं जायते नात्र संशयः ॥ ११ ॥

સલ્લકીનો કાંટો લઇને કોઇનાં ઘરમાં ખાડો કરીને છુપાવી આપે તો તેના ઘરમાં દ્વેસ વધી જાય. ॥ ૧૧ ॥

यस्य कस्य भवेद्वेषो यावज्जीवं भवेत्तदा ॥
तत्पादमृत्तिकायुक्तां शत्रुपांसुसमन्विताम् ॥ १२ ॥

જેને જીવત પર્યંત દ્વેશ કરવો હોય તેને બેય શત્રુનાં પગ નીચેની માટી લઇને ભેગી કરવી. ॥ ૧૨ ॥

पूतली क्रियते सम्यक् श्मशाने निखनेद्भुवि ॥
विद्वेषो जायते सत्यं सिद्धियोगमुदाहृतम् ॥ १३ ॥

પછી તે માટીના બે પુતળાં કરવા અને સ્મશાનમાં જઇ

ને નોખી નોખી જગ્યોપર ખાડા ગાળીને છુપાવી આપવા, તેથી ઘણોજ કલેશ વૃદ્ધિ પામે છે. આ સિદ્ધિપ્રયોગછે. ॥૧૩

ॐनमोनारदाय अमूकंअमूकेन सहविग्रेषंकुरुकुरू स्वाहाइतिमंत्रः॥

## इति दत्तात्रेय तंत्रनुं विद्वेष नामनु पांचमु पटल संपूर्ण.



## ॥ अथ छठ्ठु पटल ॥

तत्रोच्चाटनम् ॥ ईश्वर उवाच ॥

अथातः संप्रवक्ष्यामि उच्चाटनविधिं परम् ॥

यस्य साधनमात्रेण भवेदुच्चाटनं नृणाम् ॥ १ ॥

હવે હું જે સાધને કરીને ઉચ્ચાટન થાય, તેવી વિધી ને કહું છું, એવી રીતે શંકર દત્તાત્રેયજી પ્રત્યે કહેવાલાગ્યા. ।૧

ब्रह्मदंडीचिताभस्म शिवलिंगे प्रलेपयेत् ॥

सिद्धार्थे चैव सयुक्तं शनिवारे क्षिपेद्गृहे ॥ २ ॥

બ્રહ્મદંડી, ચીતાની ભસ્મ અને સરસવ આ ત્રણ વસ્તુ લઈને શનીવારને દીવશે શિવજીનાં લિંગ ઉપર લેપન કરી, મંત્ર જપ કરીને પછી જેને ઉચાટન કરાવવુ હોય તેના ઘર ઉપર તે લેપન નાખવુ તેથી ॥ ૨ ॥

उच्चाटनं भवेत्तस्य स्त्रीपुत्रबांधवैः सह ॥

उच्चाटनं एरं चैतन्नान्यथा शंकरोदितम् ॥ ३ ॥

પોતાના સગા કુટુંબ તથા પુત્રમાં વિરોધ થશે, આ શ્રેષ્ઠ ઉચ્ચાટનનો ઉપાય છે. અને શંકરનુ કહેલ છે તેથી અસત્ય ન સમજવું. ॥ ૩ ॥

गृहीत्वा गर्दभधूल्लीं वामपादेन निश्चितम् ॥

मध्याह्ने भौमवारे च यद्गृह निखनेन्नरः ॥ ४ ॥

મંગળવારને દીવશ મધ્યાન સમયની વખતે જે જગ્યો-પર ગધાડો આળોટતો હોય ત્યાં જઈને તેની ધુડ પોતાના વામ પગેથી લેવી અને તે ધુડ જેના ઘર ઉપર નાખે તે મનુષ્યને ઉચાટન થાય. ॥ ૪ ॥

काकोलूकस्य पक्षाणि यस्य चुल्यां खनेद्रवौ ॥
उच्चाटनं भवेत्तस्य नान्यथा शंकरोदितम् ॥ ५ ॥

રવિવારને દીવસે કાગડો તથા ઘુડ તે બેયની પાંખથી જેના ઘરના ચુલાને ખોદે તેને ઉચાટન થાય આ શંકરનું કહેલુ વચન સત્ય છે. ॥ ૫ ॥

उल्लूविष्ठां गृहीत्वा च सिद्धार्थेन समन्विताम् ॥
यस्यांगे निक्षिपेच्चूर्णं तस्योच्चाटनकं भवेत् ॥ ६ ॥

ઘુડપક્ષીની વીષ્ટા લઈને સરસવની સાથે મેળવી, મંત્ર ભણીને જેના અંગ ઉપર નાખે તેને ઉચાટન થાય. ॥ ૬ ॥

औदुम्बरस्य काष्ठस्य कीलकं चतुरंगुलम् ॥
शयने यस्य निखनेत्तस्योच्चाटनकं ध्रुवम् ॥ ७ ॥

રવિવારને દીવશે ઉંબરાનાં વૃક્ષનુ લાકડુ લાવી ચાર આંગળનો ખીલો કરાવી જેનાં સુવાનાં સ્થાનમાં અથવા પલંગમા જો સંતાડી આપે તો સુનાર પુરૂષ અથવા સ્રીને ઉચ્ચાટન થાય. ॥ ૭ ॥

नरास्थिकीलकं द्वारि निखनेच्चतुरंगुलम् ॥
तत्र मूत्रं तु यः कुर्यात्तस्योच्चाटनकं भवेत् ॥ ८ ॥

અથવા મનુષ્યનું હાડકુ લઇ અને ચાર આંગળ ખીલા પ્રમાણે કરી પછી જે મનુષ્યે પેશાબ કર્યા હોય તે જગ્યોને તે હાડકેથી ખોદે તો તેનો પેશાબ બંધ થશે અને ઉચાટન થશે. ॥ ૮ ॥

अथ मंत्रः ॐ नमोभगवते महारुद्राय रौद्रस्वरूपाय अमुकं सपुत्र बान्धवैश्चसहशीघ्र मुच्य २ स्वाहा ॥

સવાલક્ષ જપ કરવાથી સિદ્ધિ થશે.

## इति दत्तात्रेय तंत्रनु छठ्ठु पटल समाप्त थयु.



## ॥ अथ वशीकरणम् ॥

## ॥ अथ पटल सातमुं ॥

तत्र वशीकरणम ॥ ईश्वर उवाच ॥

अथातः सम्प्रवक्ष्यामि वशीकरणमुत्तमम् ॥

यत्प्रयोगाद्वशं यांति नरा नार्यश्च सर्वशः ॥ १ ॥

શંકર દત્તાત્રેયજીને કહે છે કે હે મુને. જે પ્રયોગ કરવા વડે પુરૂષ અથવા સ્ત્રી વશ થઈ જાય તેવો પ્રયોગ હું વ મોને કહું છું. ॥ १ ॥

ब्रह्मदंडी वचा कुष्ठं चूर्णं सूर्यस्य वासरे ॥

तांबूलेन तु यं दद्यात्स वश्यो वर्तते सदा ॥ २ ॥

બ્રહ્મદંડી વજ કુઠ આ ત્રણનુ ચુર્ણ કરી રવીવારને દીવસે નાગર વેલના પાનમાં દેવાથી સ્ત્રી પુરૂષ વશથાય. ॥ २ ॥

गृहीत्वा वटमूलं च जलेन सह पेषयेत् ॥

विभुत्यया युतं भाले तिलकं लोकवश्यकृत् ॥ ३ ॥

વડનું મૂળ લઈને પાણીની સાથ વાટવુ પછી તેમાં વિભુતી નાખીને પોતાના કપાળમાં જો તીલક કરે તો લોક વશ થશે. ॥ ३ ॥

पुष्ये पुनर्नवामूलं करे सत्याभिमंत्रितम् ॥

बद्धा सर्वत्र पूज्यंते सर्वलोकवशंकरम् ॥ ४ ॥

પુષ્ય નક્ષત્રમાં પુનર્નવાનુ મૂળ લાવીને પછી મંત્ર ભણી ને પવિત્ર કરીને જે કોઇ મનુષ્ય પોતાના હાથે બાંધે છે સો તેનું પુજન કરે અને મનુષ્યો વશ થાય. ॥ ૪ ॥

अपामार्गस्य मूलं तु कपिलापेयसि पेषयेत् ॥
ललाटे तिलकं कृत्वा वशीकुर्याज्जगत्त्रयम् ॥ ५ ॥

અંઘાડાનું મુળ પુષ્ય નક્ષત્રમાં લાવી તેને કપીલા ગાયના દુધમાં વાટવું ત્યારબાદ જે કોઇ પોતાને કપાળે તીલક કરે ત્રણલોક તેને વશ થાય. ॥ ૫ ॥

रोचनं सहदेवीभ्यां तिलकं लोकवश्यकृत् ॥
गृहीत्वौदुंबरं मूलं ललाटे तिलकं कृतम् ॥ ६ ॥

ગોરોચન, સહુદેવી આ બેયનું પોતાના મુસ્તક ઉપર તીલક કરે તો વશ થાય. તથા ઉંબરાનું મુળ લઇને વિધી પૂર્વક જો તીલક કરે તો ॥ ૬ ॥

प्रियो भवति सर्वेषां दृष्टमात्रो न संशयः ॥
तांबूलेन प्रदातव्यं सर्वलोकवशंकरम् ॥ ७ ॥

તેને મનુષ્યો દેખતાંજ મોહિત થઇ જાય અને સર્વે પ્રાણી વશ થાય. ॥ ૭ ॥

देवदारूं च सिद्धार्थगुटीकां कारयेद्बुधः ॥
मुखे निक्षिप्य भाषेत सर्वलोकवशंकरम् ॥ ८ ॥

દેવદારનુ લાકડુ તથા સિદ્ધાર્થ ગુટીકા લઇને પછી પોતાનાં મુખમાં રાખી જેની સાથે વાતો કરે, તે માણુસ વશ થઇ જાય. ॥ ૮ ॥

कुंकुमं तगरं कुष्ठं हरितालं मनः शिलाम् ॥
अनामिकाया रक्तेन तिलकं वश्यकारकम् ॥ ९ ॥

કેશર, તગર, કુડ હરીતાલ મેનશીલ અને અનામીકા આંગળીનુ રૂધીર આ સર્વે એકઠુ કરીને જો તીલક કરે તો

સઉને વશ કરશે. ॥ ૯ ॥

गोरोचनं पद्मपत्रं प्रियंगु रक्तचन्दनम् ॥
एकीकृत्वा मंत्रसार्द्धं तिलकं वश्यकारकम् ॥ १० ॥

ગોરોચન, કમલપત્ર કાંગની લાલચંદન આ સર્વેને મી લાવી જે તીલક કરે તો તે તીલકને જે કોઈ દેખે તે વશ થાય. ॥ ૧૦ ॥

श्वेतदूर्वां गृहीत्वा तु कपिलादुग्धपेषयेत् ॥
लेपमात्रशरीरराणां सर्वलोकवशंकरम् ॥ ११ ॥

ધોળી ધ્રોને લઈને કપીલા ગાયનું દુધ લઈ તેની સાથે વાટી પછી તે પોતાના શરીર ઉપર લેપ કરે તો સર્વે લોકો ને વશ કરશે. ॥ ૧૧ ॥

बिल्वपत्राणि संगृह्य मातुलिंगं तथैव च ॥
अजादुग्धेन संपेष्य तिलकं लोकवश्यकृत् ॥ १२ ॥

બીલીપત્ર તથા બીજોરા લીંબુ લઇ બકરીના દુધની સાથે વાટીને જો પોતાનાં મુસ્તક ઉપર તીલક કરે તો સર્વે લોકો વશ થાય. ॥ ૧૨ ॥

कौमारीकंदमादाय विजयाबीजसंयुतम् ॥
मस्तके तिलकं कुर्याद्वशीकरणमुत्तमम् ॥ १३ ॥

કુંવારના કંદ લઈને ભાંગના બીજની સાથે વાટીને જો તીલક કરે તો વશીકરણ થાય છે. ॥ ૧૩ ॥

अपामार्गस्य बीजानि छागीदुग्धेन पेषयेत् ॥
अनेन तिलकं भाले सर्वलोक वशीकरम् ॥ १४ ॥

અંધાડાના બીજ લઈને બકરીના દુધની સાથે મેળવીને મુસ્તક ઉપર તીલક કરે તો સર્વેને વશ કરે. ॥ ૧૪ ॥

धात्रीफलरसे भाव्यमष्टगन्धं मनःशिलाम् ॥
अनेन तिलकं भाले सर्वलोकवशीकरम् ॥ १५ ॥

આંબળાના રસમાં અષ્ટગંધ તથા મનસીલ મેળવીને તીલક કરવાથી સર્વેને વશ કરે છે. ॥ ૧૫ ॥

અથ मंत्रः ॐ नमो नारायणाय सर्व लोकान्मे वशं कुरु कुरु स्वाहा ॥

## ॥ इति दत्तात्रेय तंत्रानुं सातमुं पटल संपूर्ण. ॥



## ॥ अथाष्टम पटल ॥

## ॥ स्त्री वशीकरणम् ॥

रविवारे गृहीत्वा तु कृष्णधत्तूरपुष्पकम् ॥
शाखां लतां गृहीत्वा तु पत्रमूलं तथैव च ॥ १ ॥

રવિવારને દીવસે કાળો અથવા શ્વેત કાળા ધતુરાનું ફુલ લાવીને અથવા શાખા વા લતા પત્ર મુલ લાવીને ॥ ૧ ॥

पिष्ट्वा कर्पूरसंयुक्तं कुंकुमं रोचनं समम् ॥
तिलके स्त्री वशीकुर्याद्यादि साक्षादरुन्धती ॥ २ ॥

પછી કપુરની સાથે વાટીને તેમાં કેશર તથા ગોરાચન મેળવીને જો કોઇપણ તીલક કરે તો શાક્ષાત્ અરૂન્ધતીને વશ કરે તો અન્ય સ્ત્રી કોણમાત્ર અર્થાત્ સર્વ સ્ત્રી વશ થાય.॥૨॥

काकजंघा वचा कुष्ठं शुक्रशोणितमिश्रितम् ॥
दत्ते तु भोजने बालां वशीकरणमद्भुतम् ॥ ३ ॥

કાકજંઘા વજ કુઠ આ ત્રણ વસ્તુ લોહી સહીત વીર્ય મેળવીને જો સ્ત્રીને ખવરાવી આપે તો અદભુત વશીકરણ થાય.॥૩॥

चिताभस्म वचा कुष्ठं कुंकुमं रोचनं समम् ॥
चूर्णं स्त्रीशिरसि क्षिप्तं वशीकरणमद्भुतम् ॥ ४ ॥

સ્મશાનની ભસ્મ વજ કુઠ કેશર ગોરાચન આ સર્વેને એકઠું કરી તેનું ચુર્ણ બનાવી જે સ્ત્રીના મુસ્તક ઉપર નાખે તે વશ થાય. ॥ ૪ ॥

करपादनखानां च भस्म तांबूलपत्रके ॥
दातव्यं रविवारे च वशीकरणमद्भुतम् ॥ ५ ॥

હાથ પગના નખની ભસ્મ કરી રવીવારને દીવસે પાનમાં રાખીને જે સ્ત્રીને આપે તે સ્ત્રી વશ થાય. ॥ ૫ ॥

भौमवारे लवंगं च लिंगच्छिद्रे विनिक्षिपत् ॥
बुधे निष्कास्य तांबूले दद्यात्सा वशगा भवेत् ॥ ६

મંગળવારને દીવશે એક લવીંગ લઇ ગુહ્ય ઇંદ્રીનાં છીદ્રમાં રાખી પછી બુધવારે પાનની અંદર જે સ્ત્રીને આપે તે સ્ત્રી વશ થાય. ॥ ૬ ॥

वामपादतलात्पांसुं वनितायाः शनौ हरेत् ॥
तस्य पुतलिकां कुर्यात्तस्याः केशान्नियोजयेत् ॥ ७ ॥

શનીવારને દીવસે સ્ત્રીનાં ડાબા પગની રજ લઈને પુતળી કરવી પછે તે સ્ત્રીના માથાના કેશ પુતલીમાં લગાવવા. ॥૭॥

नीलवस्त्रैर्वेष्टयित्वा स्ववीर्यं तु भगे क्षिपेत् ॥
सिन्दूरेण समायुक्तां निखनेद्द्वारदेशके ॥ ८ ॥

પછી કાળુ વસ્ત્ર લઇને તે પુતળીને વીટવું ત્યાર બાદ તે પુતળીની ગુહ્ય ઇંદ્રીમાં પોતાનું વીર્ય પાડવું, પછી પુતળીને સીન્દુર લગાવી, જેના ઘેર રાખે. ॥ ૮ ॥

उल्लंघनाद्वशं याति प्राणैरपि धनैरपि ॥
कृतघ्नः स्ववशं कुर्यान्मोदते च चिरं भुवि ॥ ९ ॥

ત્યાર બાદ તે પુતળીને પ્રથમ જે સ્ત્રી ઉલંઘન કરીને વઈ જાય તે સ્ત્રી વશ થાય, અને દ્રવ્ય તથા પોતાના પ્રાણ આપવા પણ કબુલ થાય, અને ઘણાં દીવસ સુધી પૃથ્વીમાં આનંદ કરે. ॥ ૯ ॥

ताम्बूलरसमध्ये च पिष्ट्वा लालं मनःशिलाम् ॥ १० ॥
उलूकमांसं गृहीत्वा तु खाने पाने प्रदापयेत् ॥

નાગરવેલના પાનનાં રસમાં તાલમ તથા મનસીલને વાટી મંગળવારને દીવશે તીલક કરી જે સ્ત્રીની પાંશે જઇ વાત ચીત કરે તે સ્ત્રી વશ થાય. ॥ ૧૦ ॥

सिद्धियोगमिदं ज्ञेयं विना मंत्रेण सिद्ध्यति ॥ ११ ॥

ઘુડ પક્ષીનું માંસ લઇને ખાવા અથવા પીવાની વસ્તુમાં આપીદે તો વશીકરણ થાય. આ વિના મંત્રથી સિદ્ધી પ્રયોગ થાય છે. ॥ ૧૧ ॥

गोरोचनं पद्मपत्रे लिखेद्यत्तिलकं कृतम् ॥
शनिवारे कृते योगे वशीभवति निश्चितम् ॥ १२ ॥

ગોરોચનથી કમલનાં પત્રમાં મંત્ર લખી પછી તેનું તીલક શનીવારને દીવસે કરવું તો નિશ્ચય વશીકરણ થાય.॥૧૨॥

अथ मंत्रः ॐ नमः कामाक्ष्यैदेव्यै अमुकींमेवशं कुरुकुरु स्वाहा

સવા લક્ષ જપ કરવાથી સિદ્ધિ પ્રયોગ થશે.

## इती दत्तात्रेय तंत्रनुं आठमु पटल संपूर्ण थयुं



## ॥ अथ नवम पटलः ॥

तत्र पतिवशीकरणम् । पुरुषवशीकरणप्रकारः ।

गृहीत्वा मालतीपुष्पं पटसूत्रेण वर्तिका ॥
भृगुवारे नृकपाले एरंडं तैलकज्जलम् ॥ १ ॥

માલતીનું પુષ્પને પગ સુધી માપીને પછી સૂત્રની વાટ બનાવીને શુક્રવારને દિવશે મનુષ્યનાં કપાળમાં એરંડીયુ તેલ નાખી પછી તે વાટને સળગાવી તેનું કાજળ પાડવું. ॥ ૧ ॥

कज्जलं चांजयेन्नेत्रे दृष्टमात्रे वशीभवेत् ॥
विना मंत्रेण सिद्धिः स्यान्नान्यथा शंकरोदितम् ॥ २ ॥

આ કાજળથી આંખોને આંજે તો દેખતાજ પોતાનો પતિ અથવા પર પુરૂષ વશ થઈ જાય. આ પ્રયોગ મંત્ર વિનાનો છે. વગર મંત્રે પણ સિદ્ધિ થાય છે, એવું શંકરનું કહેવુ છે તે અસત્ય ન હોય. ॥ ૨ ॥

गोरोचनं योनिरक्तं कदलीरससंयुतम् ॥
एभिस्तु तिलकं कृत्वा पतिवश्यकरं परम् ॥ ३ ॥

ગોરોચન તથા યોનીનું રૂધીર કેળના રસમાં મેળવી તીલક કરવાથી પતિ વશ થશે. ॥ ૩ ॥

पंचांगदाडिमीं पिष्ट्वा श्वेतसर्षपसंयुतम् ॥
योनिलेपे पतिं दासं करोत्येव च दुर्भगा ॥ ४ ॥

અથવા દાડમનાં પાંચ અંગ (પત્ર ફળ ફુલ લાકડું મૂળ,) લઇને તેને વાટીને સફેદ સરસવ લઇને તે બધું એકઠુ કરી યોની ઉપર લેપ કરી પતિની સાથે સંભોગ કરેતો પતિ દાસ થઇને રહેશે. ॥ ૪ ॥

मालतीपुष्पसंयुक्तं कटुतैलेन पाचितम् ॥
भगे यल्लेपयेन्नारी रतौ मोहयते पतिम् ॥ ५ ॥

માલતીનુ પુષ્પ લઇને પછી કડવું તેલ લઇને તેમાં માલતીનાં પુષ્પને બાફવું પછી ઠંડુ થયા બાદ જે સ્ત્રી પોતાની યોની ઉપર લેપ કરી પોતાના પતીની સાથે સંભોગ કરે તો પતી વશ થઇને રહે. ॥ ૫ ॥

अथ मंत्र ॐ नमो महायक्षिण्यै ममपतिं मेवश्यं कुरुकुरु स्वाहा.

આ મંત્રનો એક લાખ જપ કરવો પડે છે.



## ॥ अथ राजवश्यम् ॥

कुंकुमं चंदनं चैव कर्पूरं तुलसीदलम् ॥
गवां क्षीरेण तिलकं राजवश्यकरं परम् ॥ ६ ॥

કેશર ચંદન કપુર તુળશી આ સરવેને લઈ ગાયના દુ-
ધમાં વાટી ને તીલક કરે તો રાજા વશ થાય. ॥ ૬ ॥

हरितालं चाश्वगन्धां कर्पूरं च मनःशिलाम् ॥
अजाक्षीरेण तिलकं राजवश्यकरं परम् ॥ ७ ॥

હરતાંલ અશ્વગંધ કપુર મેનસીલ આ સરવેને લઈને બ
કરીના દુધની શાથે વાટી તિલક કરવાથી રાજા વશ થાય.।૭।

तालासकुष्ठतगरैर्लिप्तां क्षौमीं सुवर्तिकाम् ॥
सिद्धार्थतैल्ले निक्षिप्य कज्जलं नरमस्तके ॥ ८ ॥

તાલીશ કુંઠ તગર આ વસ્તુ લઈને રેશમી કપડાને લેપ
કરી પછી તેની બત્તી બનાવીને સરસીયા તેલમાં ભીજાવીને
માણુસની ખોપરીમાં કાજળ ॥ ૮ ॥

पातयेदंजनात्तस्य सर्वदा भुवनत्रये ॥
दृष्टिगोचरमायातः सर्वो भवति दासवत् ॥ ९ ॥

પાડી પછી તે કાજળ નેત્રમાં આંજવાથી જે કોઇ મનુ-
ષ્ય સામીં દ્રષ્ટી કરે તો તે માણુસ દાસની તુલ્ય થઇને રહે.॥૯॥

गृहीत्वा सुदर्शन मूलं पुष्यनक्षत्रभास्करे ॥
कर्पूरं तुलसीपत्रं पेषयेल्लिप्तवस्त्रके ॥ १० ॥

શુદર્શનનું મુળ લઈને રવીવારને દીવસે કપુર તથા તુ-
ળશીપત્ર મેળવી વસ્ત્ર ઉપર ચોપડી પુષ્ય નક્ષત્રમાં કરવું.।૧૦।

विष्णुक्रांतानि बीजानि तैलं प्रज्वाल्य दीपके ॥
कज्जलं पातयेद्रात्रौ शुचिपूर्वं समाहितः ॥ ११ ॥

પછી તે વસ્ત્રની વાટ કરીને, વિષ્ણુ ક્રાંતાના બીજ લા-
વીને તેના તેલમાં પલાળીને દીવો કરવો અને તે દીવામાંથી જે
ટલું કાજળ પડે તેટલું લઈ લેવું આ કાજળ પવિત્ર થઈને
રાત્રીયે પાડવું. ॥ ૧૧ ॥

कज्जलं चांजयेन्नेत्रे राजवश्यकरं परम् ॥
चक्रवर्ती भवेद्वश्यो ह्यन्यलोकेषु का कथा ॥ १२ ॥

આ કાજલને આંજીને જેની શાથે વાત કરે અથવા પરિપૂર્ણ નજર કરે તો મોટો ચક્રવર્તિ રાજા પણ વશ થાય તો બીજાની વાત શી કરવી ॥ ૧૨ ॥

भौमवारे दर्शदिने कृत्वा नित्यक्रियां शुचिः ॥
वने गत्वा ह्यपामार्गं वृक्षं पश्येदुदङ्मुखः ॥ १३ ॥

અમાસ અને મંગળવારને દીવશે પવિત્ર થઇને નિત્ય કર્મ કરીને વનમાં જઇને ઉત્તર દીશામાં પોતાનું મુખ રાખી અઘાડાનું વૃક્ષ જોવું. ॥ ૧૩ ॥

तत्र विप्रं समाहूय पूजां कृत्वा यथाविधि ॥
कर्षमेकं सुवर्णस्य दद्यात्तस्मै द्विजन्मने ॥ १४ ॥

પછી તે જગ્યોપર બ્રાહ્મણને બોલાવીને ૧૬ માસા સુવર્ણનું દાન આપવું પુજા કરીને સુવર્ણનું દાન પવિત્ર બ્રાહ્મણનેજ આપવું ॥ ૧૪ ॥

तस्य हस्तेन गृह्णीयादपामार्गस्य बीजकान् ॥
मौनेन स्वगृहं गच्छेत्कृत्वा बीजांस्तु निस्तुषान् ॥ १५ ॥

પછી તેજ બ્રાહ્મણના હાથે કરીને તે અઘાડાના બીજ કઢાવવાં તે બીજ પોતે લઇ લેવાં ત્યાર બાદ મૌન્યપણું ધારણ કરીને પોતાને ઘેર આવવું પછી તે બીજને શુદ્ધ કરવાં. ॥ ૧૫ ॥

गौरीशं हृदये ध्यात्वा राजानं खादयेच्च तान् ॥
येन केनाप्युपायेन यावज्जीवं भवेद्वशे ॥ १६ ॥

પછી શંકરનું ધ્યાન ધરી કોઇ પણ ઉપાય કરીને તે બીજ રાજાને ખવરાવવાં તો પછી તે રાજા જ્યાં સુધી જીવે ત્યાં સુધી પોતાના વશ થઇને રહે. ॥ ૧૬ ॥

चक्रवर्ती वशं याति नान्यथा मम भाषितम् ॥
न नीचाय प्रदातव्यं प्रयोगमनुभूतिदम् ॥ १७ ॥

આ પ્રયોગથી ચક્રવર્તિ રાજા પણ વશ થઈ જાય છે એમ શંકરનું કહેવું છે. શંકર કહે છે કે આ અનુભવને કરેલો પ્રયોગ નિચ મનુષ્યને નહી આપવો. ॥ ૧૭ ॥

अथ मंत्रः ॥ ॐ नमो भास्कराय जगदात्मने राजानं वशमानय कार्यं कुरु कुरु फट् स्वाहा ॥

આ મંત્ર સવાલક્ષ જપવાથી પ્રયોગ સિદ્ધ થાય છે. ॥

## इति दत्तात्रेयतंत्रनुं नवमुं पटल समाप्त थयुं ॥

---

## अथ दशमः पटलः ॥ १० ॥

तत्राकर्षणम् ।

आकर्षणविधिं वक्ष्ये शृणु सिद्धिं प्रयत्नतः ॥
राजा प्रजा च सर्वेषां सत्यमाकर्षणं भवेत् ॥ १ ॥

આ દશમા પટલમાં આકર્ષણ પ્રયોગ લખે છે ॥

શંકર કહે છે કે હે મુને હુવે સિદ્ધિને આપવાવાળો આકર્ષણ પ્રયોગ કહું છું તે સાવધાન થઇને સાંભળો જેથી રાજા પ્રજાનું પણ આકર્ષણ થાય છે. ॥ ૧ ॥

कृष्णधत्तूरपत्राणि रसरोचनसंयुतम् ॥
करवीरस्य लेखन्या यंत्रं पंचदशं लिखेत् ॥ २ ॥

કાળા ધતુરાનાં પાંદડાનાં રસમાં ગોરોચનને મેળવી પછી કનેરની કલમ કરી પંદરીયો જંત્ર લખવો. ॥ ૨ ॥

भूर्जपत्रेषु तन्नाम्ना तापयेत्खादिराग्निना ॥

शतयोजनगो वापि शीघ्रमायाति नान्यथा ॥ ३ ॥

ભોજ પત્ર ઊપર લખ્યા બાદ જેનું આકર્ષણ કરવું હોય તેના નામથી ખેરના લાકડાનો દેવતા લઇને તપાવવો તો ૧૦૦ જોજનપર મનુષ્ય હોય તેનું આકર્ષણ થાય એમાં શંશય નહિ રાખવો. ॥ ૩ ॥

नृकपाले लिखेद्यंत्रं गोरोचनमकुंकुमैः ॥
खदिरांगारकैस्ताप्यं त्रिसंध्यं यस्य नामतः ॥ ४ ॥

માણુસની ખોપરીમાં કેશર ગોરોચન મેલવીને પંદરીયો યંત્ર લખવો. પછી સાંજરે, સવારે ને બપોરે એ ત્રણુ વખત જેને આકર્ષણુ કરવું હોય તેના નામથી ખેરનાં લાકડાના અગ્નિથી તપાવવો. ॥ ૪ ॥

मंत्रं जपेत्सुसंसिद्धं कर्षयेदुर्वशीमपि ॥
ब्रह्मदंडीं समादाय पुष्यार्केण तु चूर्णयेत् ॥ ५ ॥

પછી મંત્ર જપ કરે તો ઊર્વશી પણ આકર્ષણ થાય અથવા રવિવાર અને પુષ્ય નક્ષત્રમાં બ્રહ્મદંડી લાવીને ચુર્ણ કરવું. ॥ ૫ ॥

कामार्तां कामिनीं दृष्ट्वा उत्तमांगे विनिक्षिपेत् ॥
पृष्ठतः सा समायाति नान्यथा मम भाषितम् ॥ ६ ॥

જે સ્ત્રીની ઇચ્છા હોય તે સ્ત્રીના ઊપર તે ચુર્ણ નાખવાથી વશ થાય અને પછવાડે ફર્યા કરે. આ જે મારૂં કહેવું છે તે મીથ્યા ન હોય એમ શંકર કહે છે. ॥ ૬ ॥

अथ मंत्रः ॥ ॐ नमो वीरवेतालाय मंदराचलवासिने अमुकं आकर्षय २ ह्रीं क्लीं फट् स्वाहा ॥

એક લક્ષ જપ કરવા. ॥

## इति दत्तात्रेयतंत्रनुं दशमुं पटल संपूर्ण ॥

---

# अथ एकादशः पटलः ॥ ११ ॥

तत्रैन्द्रजालकौतुकम् ।

इन्द्रजालं विना रक्षां न भवतीति निश्चितम् ॥
रक्षामंत्रो महामंत्रः सर्वसिद्धिप्रदायकः ॥ १ ॥

अथ मंत्रः ॥ ॐ नमो नारायणाय विश्वंभराय इन्द्रकौतुकानि दर्शय सिद्धिं कुरु कुरु स्वाहा ॥ इति मुलमंत्रः ॥ अथ रक्षामंत्रः ॥ ॐ नमो परब्रह्मपरमात्मने नम शरीररक्षां कुरु कुरु स्वाहा ॥

આ અગ્યારમું પટલ લખાય છે, તેમાં ઇન્દ્રજાલનું કૌતક વર્ણન છે.

ઈન્દ્રજાલ રક્ષા વિના કાંઇ પણ નિશ્ચય થતું નથી રક્ષાને કરવાવાળો મહા મંત્ર સર્વ સિદ્ધિને આપવાવાળો છે. ॥ ૧ ॥

भौमवारे सर्पमुखे क्षिप्तं कार्पासबीजकम् ॥
उद्भवं बीजकार्पासं ज्वलयैरंडतैलके ॥ २ ॥

મંગળવારને દીવસે સર્પના મુખમાં કપાશીયા નાંખી પછી કાઢી લેવા અને તે કપાશીયાને પછી વાવીને તેમાંથી જે કપાસ નીકળે તેની વાટ કરીને એરંડીયા તેલમાં ભીંજાવવી. ॥ ૨ ॥

तद्वर्ति ज्वालयेद्रात्रौ सर्पवद्भवति ध्रुवम् ॥
वर्तिशांतिः प्रकर्तव्या महाकौतुक शाम्यति ॥ ३ ॥

પછી તે વાટને રાત્રીની વખતે સળગાવવાથી જે ઠેકાણે તેનો પ્રકાશ પડે તે તે ઠેકાણે સર્પ જોવામાં આવે અને તે બત્તીને ઠંડી પાડી નાખવાથી બધુય બંધ થાય ॥ ૩ ॥

वृश्चिकस्य मुखेप्येवं सार्षपं बीजं निक्षिपेत् ॥
तत्तैलं ज्वालयेद्रात्रौ वृश्चिकं भवति ध्रुवम् ॥ ४ ॥

વિછીના મુખમાં સરસવ નાખી પછી તેને કાઢી લઈ અને તે સરસવમાંથી તેલ કાઢવું અને પછી તે તેલનો દીવો કરવાથી જેટલામાં દીવાનો પ્રકાશ હોય તેટલી જગ્યોમાં વીછી જોવામાં આવે. ॥ ૪ ॥

कार्पासाणि च बीजानि नकुलस्य मुखे क्षिपेत् ॥
तद्वर्ति ज्वालयेत्संध्यां नकुलो दृश्यते ध्रुवम् ॥ ५ ॥

કપાશીયા નોળીયાના મુખમાં નાંખી પછી તે કાઢી લઇને પછી તેને વાવીને જે કપાસ થાય–તેની બ-તી કરવી અને પછી તેને સળગાવવાથી સર્વ ઠેકાણે નોળીયા જોવામાં આવે. ॥ ૫ ॥

उलूकस्य कपालेन घृतेन दत्तकज्जलम् ॥
तेन नेत्रांजनं कृत्वा रात्रौ पठति पुस्तकम् ॥ ६ ॥

તથા ઘુડપક્ષીની ખોપરી લઇ અને તેમાં ઘૃત નાંખી પછી તેનું કાજલ પાડવું તે કાજલ આંખોમાં આંજવાથી રાત્રીયે તેને ઘણું જોયામાં આવશે વગર દીવે પુસ્તક વાંચી શકે એટલું તેજ વધે ॥ ૬ ॥

चन्द्रवारे च निक्षिप्य मुखे मार्जार निश्चितम् ॥
तद्वर्ति ज्वालयेद्रात्रौ मार्जारो दृश्यते ध्रुवम् ॥ ७ ॥

સોમવારને દીવશે બીલાડીનાં મુખમાં કપાશીયા નાંખી પછી કાઢી લઈ તે વાવે, અને તેનું રૂ થાય એટલે તેની વાટ કરવી પછી તે વાટને તેલમાં બોળીને પ્રજ્વલીત કરવી તો બધે ઠેકાણે ઘણીક બીલાડી જોવામાં આવશે. ॥ ૭ ॥

एवं यस्य मुखे क्षिप्तं तदुद्भवसुवर्तिकम् ॥
दीपं प्रज्वालयेद्रात्रौ स पश्येन्निश्चितं ध्रुवम् ॥ ८ ॥

આવી રીતે જે જીવનાં મોઢામાં ઉપલી કહેલી વસ્તુ નાંખીને પછી તેને દીવો કરવાથી તે તે જીવ જણાશે ॥ ૮ ॥

यानि कानि च जीवानि जगतस्थलमेव च ॥
अंकोलबीजे निक्षिप्ते मुखे भूमितले ध्रुवम् ॥ ९ ॥

જેટલા પૃથ્વીમાં જીવ માત્ર છે તેમાંથી કોઈ પણ જીવનાં મુખમાં અંકોલાનું બીજ નાખી પછી કાઢી લઇને પૃથ્વીમાં વાવવું. ॥ ૯ ॥

तद्बीजं मुखमध्यस्थं त्रिलोहे वेष्टितं कुरु ॥

तद्रूपी च भवेत्सद्यो नान्यथा शंकरोदितम् ॥ १० ॥

પછી તેમાંથી જ્યારે વૃક્ષ ઉત્પન થાય ત્યારે તેનું બીજ લઇને લોઢાનાં ત્રીકોણ યંત્રમાં લેપ કરીને પોતાનાં મુખમાં રાખે તો તે માણસને જીવના સમાન રૂપ બીજા માણસને દેખાડી શકે છે. ॥ ૧૦ ॥

खंजरीटं सजीवं तु गृहीत्वा फाल्गुने क्षिपेत् ॥
पंजरे रक्षयेद्यावत्तावद्भाद्रपदं भवेत् ॥ ११ ॥

ખંજનપક્ષી જીવતું પકડીને ફાલ્ગુન મહિનામાં પાંજરામાં રાખવું જ્યાં સુધી ભાદરવો મહિનો આવે ત્યાં સુધી ॥ ૧૧ ॥

अदृश्यं जायते सत्यं नेत्रेणापि न दृश्यते ॥
करणं तु शिखाग्राह्यं त्रिलोहे वेष्टितं कुरु ॥ १२ ॥

પછી ભાદ્રવા માસમાં તે પક્ષી અદ્રશ્ય થઇ જશે અર્થાત્ આંખોથી નજરે નહી પડે ત્યારે તે પક્ષીને પકડીને તેના માથાની ચોટલી કાપી લેવી પછી તે ચોટલીને રૂપાના અથવા ત્રાંબાના જંત્રમાં રાખીને ગોળી જેવું કરી લેવું. ॥ ૧૨ ॥

गुटिकामुखमध्यस्थ अदृश्यो भवति ध्रुवम् ॥
यस्मै कस्मै न दातव्यं नान्यथा शंकरोदितम् ॥ १३ ॥

પછી તે ગોળીને મુખમાં રાખવાથી બીજા માણસનાં દેખવામાં પોતે નહી આવે આ અદ્રશ્ય થવાનો પ્રયોગ છે માટે નિચ મનુષ્યને નહી આપવો અને આ શંકરનો કહેલો પ્રયોગ ખરો છે. ॥૧૩॥

अंकोलस्य तु बीजानि तत्तैलं गृह्यते पुनः ॥
धूपं दत्वा तु तत्तैलं सर्वसिद्धिप्रदायकम् ॥ १४ ॥

અંકોલનાં બીજ લઇને તેલમાં નાંખવાં પછી તેને ધુપ આપવો તો તે તેલ સિદ્ધિને આપવાવાળું થશે. ॥ ૧૪ ॥

पद्मबीजं तु तत्तैलं निक्षिपेच्च तडागके ॥
तत्क्षणाज्जायते देवि तडागात्कमलोद्भवः ॥ १५ ॥

પછી કમળનાં બીજ તે તેલમાં નાંખી આપવાં પછી તે તેલમાં સિદ્ધિ થયેલા બીજ જે કોઈ તલાવમાં નાંખે તેમાં તત્કાલ કમળનાં વૃક્ષો થશે. ॥ ૧૫ ॥

तत्तैलमाम्रबीजे तु निक्षिपेद्बिन्दुमात्रतः ॥
जायते सफलो वृक्षो नान्यथा शंकरोदितम् ॥ १६ ॥

અથવા તે તેલ આમ્રનાં બીજમાં એક ટીપુ નાંખવાથી ફલ સહિત વૃક્ષ ઉત્પન્ન થશે આ શંકરનો કહેલો પ્રયોગ અસત્ય નથી. ॥૧૬॥

उल्लूविष्ठां गृहीत्वा त्वेरंडतैलेन पेषयेत् ॥
यस्यांगे निक्षिपेद्बिन्दुं विक्षिप्तो जायते नरः ॥ १७ ॥

ઘુડપક્ષીની વીષ્ટાને લઇને એરંડીયા તેલમાં નાંખી દેવી પછી તે તેલ જેના શરીર ઉપર લેપ કરે તો મનુષ્ય અદ્રશ્ય થઈ જાય. ॥૧૭॥

मातुलिंगस्य बीजेन तैलं ग्राह्यं प्रयत्नतः ॥
लेपयेत्ताम्रपात्रे तन्मध्याह्ने च विलोकयेत् ॥ १८ ॥

બીજોરા લીંબુનું તેલને યુક્તીથી કાઢી ત્યાર બાદ ત્રાંબાના પત્રા ઉપર લેપ કરી મધ્યાન સમયે તે ત્રાંબાનું પતરૂ સુર્યનાં સન્મુખ કરી આપવું. ॥ ૧૮ ॥

रथेन सह चाकारं दृश्यते भास्करो ध्रुवम् ॥
विना मंत्रेण सिद्धिःस्यात् सिद्धियोगमुदाहृतम् ॥ १९ ॥

તો રથ સહિત સૂર્યનો આકાર નજરે જરૂર પડશે આ પ્રયોગ મંત્ર વિના પણ સિદ્ધ થાય છે એમ જાણવું. ॥ ૧૯ ॥

वाराहीक्रांतिकामूलं सिद्धार्थस्नेहलेपितम ॥
मुखे प्रक्षिप्य लोकानां दृष्टिबंधं करोत्यलम् ॥ २० ॥

વારાહીક્રાંતાનું મૂળ અને કટેલીની જડ તેને સરસીયા તેલમાં નાંખે પછી મંત્ર ભણીને જેના ઉપર નાંખે તેની દ્રષ્ટી બંધ થઇ જાય. ॥ ૨૦ ॥

भौमवारे गृहीत्वा तु मृत्तिकां रिपुपूगतः ॥

**कृकलाया मुखे क्षिप्त्वा कंकवृक्षं च बंधयेत् ॥ २१ ॥**

મંગળવારને દીવશે પોતાના શત્રુના પેસાબની માટી લઈ લેવી પછી કૃકલાના મુખમાં નાંખીને બંધ કરવું ત્યાર બાદ ધંતુ-રાના છોડે બાંધી આપવું. ॥ ૨૧ ॥

**मूत्रबंधं भवेत्तस्य उद्धृते तु पुनः सुखी ॥**
**विना मंत्रोगासिद्धिःस्यात्सिद्धियोगमुदाहृतम् ॥ २२ ॥**

તો પછી પોતાના શત્રુનો પેશાબ બંધ થઈ જશે. અને પછી તેને જ્યારે ખોલી આવે એટલે તેનો પેસાબ છુટશે આ મંત્ર વિનાનો પ્રયોગ સિદ્ધિ થાય છે. ॥ ૨૨ ॥

**रविवारे सकृद्धन्यात् छछुंदरीं तदा निशि ॥**
**ततः सोमे गृहीत्वा तु मृत्तिकां रिपुमुत्रतः ॥ २३ ॥**

રવિવારને દીવશે રાત્રીના વખતે છછુંદરને એકદમ નાશ કરે પછી તેની ઉપરની ચામડી ઉતારી લેવી ત્યાર બાદ સોમવારને દી-વશે પોતાના શત્રુના પેશાબની માટી લેવી. ॥ ૨૩ ॥

**तत्त्वचायां क्षिपेद्बंधं मूत्रबंधनकारकम् ॥**
**उद्धृते च सुखी चैष सिद्धियोगमुदाहृतम् ॥ २४ ॥**

ત્યાર પછી તે ચામડીમાં પેલી માટી ભરવી અને પછે શીવી લેવી તો પોતાના શત્રુનો પેશાબ બંધ થઈ જશે અને માટીને જો ખોલે તો પેશાબ છુટે આ સિદ્ધિ પ્રયોગ છે. ॥ ૨૪ ॥

**सिंदूरं गन्धकं ताल समं पिष्ट्वा मनःशिलाम् ॥**
**तल्लिप्तवस्त्रशिरसी अग्निश्च दृश्यते ध्रुवम् ॥ २५ ॥**

સીન્દુર, ગન્ધક, હરતાલ, મનશીલ આ સર્વેને સરખા ભાગે લઇને વાટવું ત્યાર બાદ તેને લુગડા ઉપર તેનો લેપ કરવો અને પછી રાત્રીયે તે કપડાને શરીર ઉપર ઓઢવાથી તે માણસ અગ્નીના જેવો જોવામાં આવશે. ॥ ૨૫ ॥

**श्वेतांजनं समादाय पुष्पागस्त्यरसेन च ॥**

पिष्ट्वा सप्तदिनं यावदष्टमेऽह्नि यथाविधि ॥ २६ ॥

સફેદ સુરમો લઈને અગસ્તના ફુલનો પછી રસ લેવો અને તે અંજનને સાત દીવશ સુધી તે રસમાં ઘુટવું અને આઠમે દીવશે વિધિ પૂર્વક ॥ ૨૬ ॥

अंजनं चांजयेन्नेत्रे पश्यते चाह्नि तारकम् ॥
कुक्कुटस्यांडमादाय च्छिद्रेण पारदं क्षिपेत् ॥
सम्मुखे भास्करं कृत्वा आकाशं गच्छतिध्रुवम्
विना मंत्रेण सिद्धिश्च नान्यथा शंकरोदितम् ॥ २७ ॥

તે સુરમાને નેત્રોમાં આંજવાથી દીવશે તારા તથા ગ્રહો જોવામાં આવશે તથા કુકડાનાં ઇંડા લઇ તેમાં પારો ભરી સૂર્યના સામે રાખી દેવાં તો ઇંડા નિશ્ચય આકાશમાં ઉડી જાશે. ( અર્થાત ) તે ઉછલવા લાગશે મંત્ર વીના આ પ્રયોગ થાય છે એમ શંકરનું કહેલું વચન અસત્ય નથી. ॥ ૨૭ ॥

अर्कक्षीरं वटक्षीरं क्षीरमौदुम्बरं तथा ॥
गृहीत्वा पात्रके क्षिप्तं जलपुर्णं करोति च ॥
दुग्धं संजायते तत्र महाकौतुककौतुकम् ॥ २८ ॥

આકડાનું દુધ તથા વડનું દુધ અને ઉમરાના વૃક્ષનું દુધ આ સર્વે દુધને લઈ વાસણમાં નાંખવું પછી તેમાં જલ ભરી આપશો તો તે બધુયે દુધ જેવું થઈ જશે આ પ્રયોગ પાણીનું દુધ કરવા કૌતુક જેવો છે. ॥ ૨૮ ॥

गृहीत्वा विजयाबीजं तत्तैलं तु समाहरेत् ॥
तत्तैलमहिफेनं च विषं जातीफलं तथा ॥ २९ ॥

ભાંગનાં બીજ લઈને તેનું તેલ કાઢવું પછી તે તેલને અફીણ, વિષક, જાયફલ તથા ॥ ૨૯ ॥

धत्तूरबीजचूर्णं तु गृहीत्वा च समं समम् ॥
नवनीतेन तैलेन सर्वमौषधपेषणम् ॥ ३० ॥

ઘ્રુતમાં બીજેનું ચુર્ણ સરખે ભાગે લઈને માખણ અથવા તેલમાં અને પીસવું સર્વે વસ્તુઓને સાથે વાટવી. ॥ ૩૦ ॥

अनुभवाक्रान्ते तंत्रे महाकौतुककौतुकम् ॥
तत्तैलं बिन्दुमात्रेण लिंगलेपं च कारयेत् ॥
भोगेच्छा सर्वदा तस्य द्रढं दीर्घं भविष्यति ॥ ३१ ॥

આડ પ્રકાર પીસવાથી મહા પ્રયોગ સિદ્ધિને દેવાવાળો થાય છે આ તેલનું એક ટીપું પુરૂષના લીંગ ઉપર નાંખવાથી એકદમ જાગ્રત તથા સંભોગ કરતી વખતે આનંદ અને તૃપ્તી થાય છે, અને વૃદ્ધી પણ થાય છે. ॥ ૩૧ ॥

रविवारे गृहीत्वा तु मृत्तिकाभाण्डमन्मुखम् ॥
तस्यमध्ये स्थापयेत्तदर्ककीलं नवांगुलम् ॥ ३२ ॥

રવિવારને દીવસ છ મુખની એક હાંડી લઈને તેમાં નવ આંગળનું આકડાનું લાકડુ રાખવું. ॥ ૩૨ ॥

श्वेतदूर्वा च संयुक्तं चाश्वगंधं मनःशिला ॥
ताम्बूलं संयुतं कृत्वा तुलसीदलमेव च ॥ ३३ ॥

તથા સફેદ દુર્વા અસગન્ધ મનશીલ પાન તુલસીદલ. ॥૩૩॥

अपामार्गस्य पत्रं तु धात्रीपत्रं तथैव च ॥
वटपत्रं तथा मध्ये घृतमिष्टान्नदुग्धकम् ॥ ३४ ॥

અઘાડાનું પાંદડુ, આંબલાનું પાંદડુ, વડનું પાંદડુ, ઘી મિ-ષ્ટાનું, દુધ. ॥ ૩૪ ॥

मुखं वस्त्रेण संवेष्ट्य निखनेत्सस्यमध्यके ॥
तस्योपरि भूर्जपत्रे यंत्रं पंचदशं लिखेत् ॥ ३५ ॥

આ સર્વે વસ્તુઓ હાંડીમાં નાંખી લુગડેથી હાંડીનું મુખ બંધ કરવું પછી જે ખેતરમાં અનાજ વાવ્યું હોય ત્યાં ખાડો કરીને ડાટી દેવી તેની ઉપર ભોજપત્ર રાખી તેમાં પંદરીયો

યંત્ર લખીને તે હાંડી ડાટી દેવી. ॥ ૩૫ ॥

शलभामृगयामुषाभृगलाकांतकं तथा ॥
पशुपक्षिनराश्चौराः कीलनं जायते तदा ॥ ३६ ॥

તો તીડ, હરણ, ઉન્દર, શીયાળ તથા બીજા કોઇ પણ વગડાના પશુ પક્ષી અથવા ચોરનું સ્થંભિતપણું થઇ જાય. ॥ ૩૬ ॥

वसुन्धरा सस्यपूर्णा न विघ्नं परिभूयते ॥
यस्मै कस्मै न दातव्यं नान्यथा शंकरोदितम् ॥ ३७ ॥

અને તે જગ્યોમાં ધાન્ય ઘણું થાય. વળી કોઈ જાતનું વિઘ્ન પણ ન થાય આ પ્રયોગ સર્વને નહિ આપવો આ શંકરનું કહેલ વચન અસત્ય નહિ થાય. ॥ ૩૭ ॥

पुष्यार्के तु समागृह्य मूलं श्वेतार्कसम्भवम् ॥
अंगुष्ठमतिमां तस्य मतिमां तु मपूजयेत् ॥ ३८ ॥

રવિવારને દિવસે પુષ્પ નક્ષત્રમાં એક અંગુલના પ્રમાણમાં સફેદ આકડાની જડ લાવવી પછી તે જડની અંદર ગણપતીની મૂર્તિ કરવી ત્યાર બાદ તેનું પૂજન કરવું. ॥ ૩૮ ॥

गणनाथस्वरुपं तु भक्त्या रक्ताश्वमारजैः ॥
कुसुमैश्चापि गन्धाद्यैर्हविष्याशी जितेन्द्रियः ॥ ३९ ॥

અને જીતેંદ્રિય તથા હવિષ્યાન્ન જમીને ભક્તિ પૂર્વક લાલ કરણનાં પુષ્પ તથા ગંધાદિ પુજાપાથી. ॥ ૩૯ ॥

पूजयेद्नाममंत्रैश्च तद्बीजानि नमोऽन्तकैः ॥
यान्यान्मार्थयते कामान्मासेकेन तु ताँल्लभेत् ॥ ४० ॥

મંત્ર ભણીને શ્રી ગણુપતિની મૂર્તિની પૂજા કરવી અને ગણુપતિના બીજમંત્રથી વિધિ પૂર્વક જપ કરવો અને જે કામ કરવું હોય તે મનમાં ચિંતવવું. ॥ ૪૦ ॥

कृत्तिकायां सुहृद्वृक्षवन्दां च धारयेत्करे ॥

**वाक्यसिद्धिर्भवेत्तस्य महाश्चर्यमिदं स्मृतम् ॥ ४१ ॥**

જે જે કામ કરવું હોય તે તે કામમાં એક મહિના સુધી પૂજા કરવાથી સિદ્ધિ કામ થાય ॥ **ॐ अन्तरिक्षाय नमः** આ મંત્રથી પૂજા કરવી. **ॐ ह्रीं पूर्व दयां फट् स्वाहा ॥** આ મંત્રથી ઘી લઈને લાલ કરણના પુષ્પ સહિત તેમાં મધ નાંખીને આહુતી આપવી તેથી મનની ઇચ્છા ગણપતિ પુરી કરશે ॥ **ॐ ह्रीं श्री मानसे सिद्धि करि ह्रीं नमः ॥** આ મંત્રે કરીને એક લાલ પુષ્પ હાથમાં લઈને મંત્ર ભણીને દરરોજ ગણપતિને ચડાવે તો આઠ ગુણમાંથી એક ગુણ જરૂર આપે છે. કૃતિકા નક્ષત્રમાં મૂલ જે મંત્ર લખેલો છે તે મંત્ર ભણીને સ્નુહિ વૃક્ષ વંદાને હાથમાં બાંધવાથી વાકય સિદ્ધિ થાય આ પ્રયોગ આશ્ચર્ય કર્તા છે. ॥ ૪૧ ॥

**अनेन ग्राहयेत्स्वातिनक्षत्रे बदरीभवम् ॥**
**वन्दाकं तत्करे धृत्वा यद्वस्तु प्रार्थ्यते जनैः ॥ ४२ ॥**

સ્વાતિ નક્ષત્રમાં બદરી વૃક્ષનું ફલ ( અર્થાત બોરૂ ) લાવીને ઉપરનો કહેલો મંત્ર ભણીને જે જે વસ્તુની કામના કરે તેતે ॥ ૪૨ ॥

**तत्क्षणात्प्राप्यते सर्वं मंत्रपात्रैव कथ्यते ॥**
**ॐअन्तरिक्षाय स्वाहा, अनेन ग्राहयेत् ॥ ४३ ॥**

તેજ વખતે તે કામના પૂર્ણ થાય છે. ॥ ૪૩ ॥

**इति दत्तात्रेयतंत्रे इंद्रजालकौतुकदर्शनं नामैकादश ।११।**

---

## अथ द्वादशः पटलः ॥ १२ ॥

**तत्र यक्षिणीसाधनम् । इश्वर उवाच ।**

**अथातः सम्प्रवक्ष्यामि यक्षिणीनां सुसाधनम् ॥**
**यस्यसिद्धौमनुष्याणांसर्वेसिद्ध्यन्तिहृच्छया: ॥ १ ॥**

आषाढपुर्णिमायां तु कृत्वा क्षौरादिकाः क्रियाः ॥
सितेज्ययोरमौढ्ये तु साधयेद्यक्षिणीं नरः ॥ २ ॥

આ બારમા પટલમાં યક્ષણી સાધન કહે છે. શંકર કહે છે કે હવે હું યક્ષણી સાધન તમોને કહું છું જે સાધન કરવાથી મનુષ્યોની મન કામના સિદ્ધિ થાય છે. ॥ ૧ ॥ આશાઢ મહીનાની પૂર્ણીમાને દીવશે ક્ષૌરાદિક કર્મ કરાવીને ગુરૂ અથવા શુક્રના ઉદયમાં મનુષ્ય યક્ષણીનું સાધન કરે. ॥ ૨ ॥

प्रतिपद्दिनमारभ्य श्रावणेन्दुकलान्विते ॥
मासमात्रप्रयोगोयं निर्विघ्नेन विधिं चरेत् ॥ ३ ॥

શ્રાવણ મહીનાની કૃષ્ણ પક્ષની પડવેને દીવશે પોતાનો ચંદ્રમા જોઇને એક મહિના સુધીનો આ પ્રયોગ કરવાનો છે. નિર્વિઘ્નતાથી આ પ્રયોગ પુરો કરવો. ॥ ૩ ॥

निर्जने बिल्ववृक्षस्य मूले कुर्याच्छिवार्चनम् ॥
षोडशैरुपचारैस्तु रुद्रपाठसमन्वितम् ॥ ४ ॥

જે ઠેકાણે કોઈપણ મનુષ્યનું જવું આવવું ન થતું હોય તેવા વનમાં જઇને બીલીપત્રના ઝાડની સામે બેશીને વિધિપૂર્વક પૂજન રૂદ્રપાઠ સહિત શ્રી શંકરનું કરવું. ॥ ૪ ॥

त्र्यम्बकेत्यस्य मन्त्रस्य जपं पंचसहस्रकम् ॥
दिवसे दिवसे कृत्वा कुबेरस्य च पूजनम् ॥ ५ ॥

"ત્ર્યમ્બકં યજામહે" આ મંત્રનો જપ નિરંતર પાંચ હજાર કરવો અને નીરંતર કબેરનું પૂજન કરવું. ॥ ૫ ॥

मंत्रः ॥ यक्षराज नमस्तुभ्यं शंकरप्रियबांधव ॥
एकां मे वशगां नित्यं यक्षिणीं कुरु ते नमः ॥ ६ ॥

કુબેરનો મંત્ર (યક્ષરાજ નમસ્તુભ્યં) છે તેનો અર્થ એ છે કે હે યક્ષરાજ શિવજીનાં પ્રિય ભાઇ તમને નમસ્કાર છે અને એક એક યક્ષણી દરરોજ અમારે વશ રહે તે તમો કરો માટે તમોને નમસ્કાર છે. ॥ ૬ ॥

इति मंत्रं कुबेरस्य जपेदष्टोत्तरं शतम् ॥
ब्रह्मचर्येण मौनेन हविष्याशी भवेद्दिवा ॥ ७ ॥

આ કુબેરનો મંત્ર એક સો આઠવાર દીવસનો જપવો અને જીતેન્દ્રીય મૌન્ય ધારણ કરીને રહેવું અને હવિષ્યાન્ન જમવું અને પૂજન તથા જપ કરવો. ॥ ૭ ॥

रात्रेस्तु मध्यमौ यामौ विनिद्रो मितभोजनः ॥
बिल्ववृक्षं समारुह्य जपेन्मंत्रमिमं सदा ॥ ८ ॥

રાત્રીયે બીજો અને ત્રીજો એ બે પહોર નીદ્રા નહી કરવી અને થોડું જમીને બીલીના ઝાડની ઊપર બેશીને આ મંત્રનો જપ કરવો. ॥ ८ ॥

अथ मन्त्रः ॐ क्लीं ह्रीं ऐं ॐ श्रीं महायक्षिण्यौ सर्वैश्वर्य्य प्रदात्र्यैनमः॥

इति मंत्रस्य च जपं सहस्रत्रयसंमितम् ॥
कूर्याद्बिल्वसमारूढो मासमात्रमतंद्रितः ॥ ९ ॥

ઊપર કહેલા મંત્રનો જપ નીરંતર ત્રણ હજાર બીલીપત્રના વૃક્ષની ઊપર ચઢીને આલશ્ય છોડીને એક મહીના સુધી જપવો. ॥૯॥

मध्वामिषबलिं तत्र कल्पयेत्संस्कृतं पुरः ॥
नानारुपधरा यक्षी कचित्तत्रागमिष्यति ॥ १० ॥

અને બલીદાન દેવા સારૂ નીરંતર મદીરા તથા માંસ પોતાની પાસે રાખવાં કારણ કે અનેક રૂપ ધારણ કરનાવાળી યક્ષણી કોઈ દીવસ આવી જાય. ॥ ૧૦ ॥

तां दृष्ट्वा न भयं कूर्याज्जपे संसक्तमानसः ॥
यस्मिन्दिने बलिं भुक्त्वा वरं दातुं समर्थयेत् ॥११॥

જે દીવસ તે યક્ષણી પોતાની પાસે આવી જાય ત્યારે તેના થકી ડરવું નહી અને જપ કરવામાં ધ્યાન રાખવું અને જ્યારે યક્ષણી બલીદાન લઇને પછી વરદાન આપવાને તૈયાર થાય. ॥ ૧૧ ॥

तदा वरान्वै वृणुयात्तांस्तान्वै मनसेप्सितान् ॥
धनमानयितुं ब्रूयादथवा कर्णवार्तिकीम् ॥ १२ ॥

તે વખતે જે પોતાનાં મનમાં ઇચ્છા હોય તે વરદાન માગી લેવું. ધન લાવવા વીશે અથવા ત્રણ લોકમાં જે વાત થાય તે કાનમાં કહેવા માટે વરદાન માગી લેવું ॥ ૧૨ ॥

भोगार्थमथवा ब्रूयान्नृत्यं कर्तुं तथापि वा ॥
भूतानानयितुं वापि स्त्रियमानायितुं तथा ॥ १३ ॥

અથવા ભોગ ભોગવવા નિમિત્ત અથવા નાચ દેખવા નિમિત્ત વા કોઈ પ્રાણી લાવવા નિમિત્ત તથા સ્ત્રી લાવવા માટે વરદાન માગી લેવું. ॥ ૧૩ ॥

राजानं वा वशीकर्तुमायुर्विद्यायशोबलम् ॥
एतदन्यद्यदीप्सेत साधकस्तत्तु याचयेत् ॥ १४ ॥

અથવા કોઇ રાજા વશ્ય કરવાનું માગી લેવું અથવા વિદ્યા, ધન, યશની વૃદ્ધિ નિમિત્ત અથવા જે કંઈ ઇચ્છા હોય તે સાધન કરનારે માગી લેવું ॥ ૧૪ ॥

चेत्प्रसन्ना यक्षिणी स्यात्सर्वं दद्यान्न संशयः ॥
अशक्तस्तु द्विजैः कुर्यात्प्रयोगं सुरपूजितम् ॥ १५ ॥

યદિ યક્ષીણી પ્રસન્ન થઇ હશે તો માંગેલા વરદાન નિઃસદેહ આપશે આ પ્રયોગ પોતાથી નહી બની શકે તેમ હોય તો બ્રાહ્મણદ્વારાયે કરાવવો આ પ્રયોગ સુર પૂજન જેવો છે. ॥ ૧૫ ॥

सहायानथवा गृह्य ब्राह्मणान्साधयेद्व्रतम् ॥
नित्यं कुमारिकाभोज्याः परमान्नेन वै त्रयः ॥ १६ ॥

અથવા બ્રાહ્મણોને સાથે લઈ જઇને પ્રયોગનું સાધન કરવું અને નિત્ય ઊત્તમ અન્નથી ત્રણ કન્યાઓને ભોજન કરાવવું ॥ ૧૬ ॥

सिद्धे धनाधिकं नैव सदा सत्कर्म चाचरेत् ॥

कुकर्मणिव्ययश्चेत्स्यात्सिद्धिर्गच्छतिनान्यथा ॥ १७ ॥

યક્ષણીની ક્રીયાથી જે દ્રવ્ય પ્રાપ્ત થયું હોય તે દ્રવ્યને સારા રસ્તે અને ધર્મ વિગેરે કામમાં લાવવું પણ જો કુકર્મમાં તે દ્રવ્ય વપરાશે તો તે સીદ્ધી રહેશે નહિ ॥ ૧૭ ॥

अश्वत्थवृक्षमारुह्य जपेदेकाग्रमानसः ।।
धनदार्यी यक्षिणीं च धनं प्राप्नोति मानवः ॥ १८ ॥

પીપલાના વૃક્ષ ઊપર બેશીને એકાગ્ર ચીતથી ધનને આપવાવાલી યક્ષણીના મંત્રનો જપ કરવાથી મનુષ્યોને ધન પ્રાપ્ત થશે. ॥ ૧૮ ॥ ॐ ऐं ह्रीं श्री धनं कुरु कुरु स्वाहा ॥ આ મંત્ર દશ હજાર જપવાથી સિદ્ધિ થાય ॥

चूतवृक्षं समारुह्य जपेदेकाग्रमानसः ॥
अपुत्रो लभते पुत्रं नान्यथा शंकरोदितम् ।।
मंत्रः ॥ ॐ ह्रां ह्रीं ह्रूं पुत्रं कुरु कुरु स्वाहा ॥
अयुतजपेन सिद्धिः ।। १९ ॥

આંબાના વૃક્ષ ઉપર ચડીને એકાગ્ર મનથી જપ કરે તો પુત્ર રહિત માણુસોને પુત્ર પ્રાપ્ત થાય આ શંકરનું કહેલ વચન અસત્ય નથી ॥ ૧૯ ॥ મુળમાં લખેલો મંત્ર દશ હજાર જપવો.

वटवृक्षासमारुढो जपेदेकाग्रमानसः ॥
महालक्ष्मी यक्षिणी चस्थिरा लक्ष्मीश्चजायते ॥
मंत्रः ॥ ॐ ह्रीं क्लीं महालक्ष्म्यै नमः ॥
अयुतं जपेत्सिद्धिः ॥ २० ॥

વડના વૃક્ષ ઊપર બેશીને સાવધાન રીતે રહીને મહાલક્ષ્મીનામની યક્ષણીના મંત્રનો જપ કરવાથી લક્ષ્મી સ્થીર રહે છે. ॐ ह्रीं क्लीं महालक्ष्म्यै नमः આ મંત્ર દશ હજાર જપવાથી સિદ્ધિ પ્રયોગ થાય છે. ॥ ૨૦ ॥

अर्कमूलसमारूढो जपेदेकाग्रमानसः ॥
यक्षिणी च जयानामा सर्वकार्यकरी भवा ॥
मंत्रः । ॐ ऐं महायक्षिण्यै सर्वकार्यसाधनं
कुरु कुरु स्वाहा । अयुतजपात्सिद्धिः ॥ २१ ॥

આકડાના વૃક્ષના મૂળ ઉપર બેસીને મન સ્થીર રાખીને જયાનામની યક્ષણીનું પૂજન કરે તો સર્વે કાર્યોને સિદ્ધ કરવાવાળી છે. अथ मंत्रः ॐ ऐं महायक्षिण्यै सर्व कार्य साधनं कुरु कुरु स्वाहा આ મંત્ર દશ હજાર જપવાથી સિદ્ધિ પ્રયોગ થાય છે. ॥ ૨૧ ॥

गुप्तेन विधिना कार्यं प्रकाशं नैव कारयेत् ॥
प्रकाशे बहु विघ्नानि जायंते नात्र संशयः ॥ २२ ॥

આ પ્રયોગ ગુપ્ત વિધિથી કરવો કોઈને કહી અથવા પ્રખ્યાતી કરીને ક્યારે પણ નહી કરવો અને જો સર્વેને કહીને કરે છે તો જરૂર વિઘ્ન આવે છે ॥ ૨૨ ॥

प्रयोगश्चाऽनुभूतोयं तस्माद्यत्नवदाचरेत् ॥
निर्विघ्नेन विधानेन भवेत्सिद्धिरनुत्तमा ॥ २३ ॥

આ યક્ષણીનો પ્રયોગ અનુભવ કરેલો છે એટલા માટે યત્નથી સાવધાનથી અને પોતાની બહાદુરીથી નિવિઘ્નતાથી વિધિપૂર્વક પૂજનથી જો પ્રયોગ કોઈ પણ કરશે તો જરૂર સિદ્ધિ મલશે. ॥ ૨૩ ॥

गोप्यं चेदं महत्तंत्रं यस्मै कस्मै न दापयेत् ॥
दुर्जनस्पर्शनाद्विद्या भवत्यल्पफला यतः ॥ २४ ॥

આ મહા તંત્ર ગુપ્ત રાખવા જેવો છે માટે અજાણ્યા માણસને ક્યારે પણ નહી આપવો કારણ કે દુષ્ટ પુરૂષને આ વિદ્યા બતાવવાથી અલ્પ ફલ આપવા જેવો થઈ જાય છે ॥ ૨૪ ॥

**॥ आ दत्तात्रेयतंत्रनुं बारमुं पटल समाप्त थयुं. ॥**



# अथ त्रयोदशः पटलः ॥ १३ ॥

## तत्र रसायनम् । ईश्वर उवाच ।

अथातः सम्प्रवक्ष्यामि रसायनविधिं परम् ॥
कुबेरतुल्यो भवति यस्य सिद्धौ नरो भुवि ॥ १ ॥

હવે તેરમાં પટલમાં રસાયન પ્રયોગ લખાય છે શંકર કહે છે કે હે દત્તાત્રેયજી હવે હું તમારી પાસે રસાયન શાસ્ત્રનો પ્રયોગ કહું છું આ પ્રયોગ સિદ્ધ થવાથી કુબેરના તુલ્ય થઇને પૃથ્વીમાં મનુષ્ય રહે છે ॥ ૧ ॥

गोमूत्रं हरितालं च गन्धकं च मनःशिलाम् ॥
समं समं गृहीत्वा तु यावच्छुष्कं तु पेषयेत् ॥ २ ॥

ગૌમૂત્ર, હરતાલ, ગંધક, મનશીલ, આ સર્વે વસ્તુ સરખે ભાગે લઇને જ્યાં સુધી સુકાય નહી ત્યાં સુધી ખરલ કરવી ॥ ૨ ॥

गोमूत्रं रक्तवर्णाया गंधकं रक्तवर्णकम् ॥
एकादशदिनं यावद्वस्त्रं यत्नेन वै शुचिः ॥ ३ ॥

લાલ ગાયનું મુત્ર તથા લાલ ગંધક અગ્યાર દીવસ સુધી પવિત્ર વસ્ત્ર પહેરીને વિધિ પૂર્વક ખરલ કરવો. ॥ ૩ ॥

गोलं कृत्वा द्वादशेऽह्नि रक्तवस्त्रेण वेष्टयेत् ॥
चतुरंगुलमानेन मृदं लिप्त्वा विशोषयेत् ॥ ४ ॥

ત્યાર બાદ બારમે દીવશે તેનો ગોળો કરીને લાલ કપડામાં લપેટીને તેના ઊપર ચાર તસું માટી ચડાવીને સુકવવો ॥ ૪ ॥

पंचहस्तप्रमाणेन भूमौ गर्तं तु कारयेत् ॥
पलाशकाष्ठलोष्टैस्तु पूरयेद्द्रव्यमध्यगम् ॥ ५ ॥

અને પાંચ હસ્તનો એક જમીનમાં ખાડો કરવો અને ખાખરાના લાકડાના કોયલામાં ગોળો વચમાં રાખી ખાડો ભરી દેવો. ૫

अग्निं दद्यात्प्रयत्नेन स्वांगशीतं समुद्धरेत् ॥
ताम्रपत्रे सुसंतप्ते तद्भस्म तु प्रसारयेत् ॥ ६ ॥

અને તે ગોળાને પછી તેમાં મુકીને અગ્નીની આંચ આપવી અને જ્યારે અગ્ની શાન્ત થઈ જાય ત્યાર બાદ તે ગોળાને કાડીને ત્રાંબાના પતરાને સારી રીતે તપાવીને પછી તે ગોળાની ભસ્મ થાય તે પતરા ઉપર નાખવી ॥ ६ ॥

गुंजैकं तत्क्षणात्स्वर्णं जायते ताम्रपत्रकम् ॥
अरण्ये निर्जने देशे शिवालयसमीपतः ॥ ७ ॥

અને તે ભસ્મ એક ચણોઠીભાર તે ત્રાંબાના પતરા ઊપર નાખવાથી તે પતરૂ સુવર્ણ થઈ જસે આ પ્રયોગ જે ઠેકાણે કોઈ માણુસ ન હોય ત્યાં અથવા શિવાલયમાં કરવાથી સિદ્ધ થાય છે. ॥ ७ ॥

शुक्लपक्षे सुचन्द्रेह्नि प्रयोगं साधयेत्सुधीः ॥
त्र्यम्बकेति च मंत्रस्य जपं दशसहस्त्रकम् ॥ ८ ॥

શુકલ પક્ષમાં જે દીવસ પોતાનો ચંદ્ર બલવાન હોય તે દીવશે બુદ્ધિવાન મનુષ્યે આ રસાયન પ્રયોગને સાધવો અને ( त्र्यंबकं यज्ञामहे ) તે મંત્ર દશ હજાર જપવો ॥ ८ ॥

मत्यहं कारयेद्विप्रान् भोजयेद्रुद्रसंमितान् ॥
यावत्सिद्धिर्न जायेत तावदेतत्समाचरेत् ॥ ९ ॥

તથા અગ્યાર દીવસ સુધી બ્રહ્મ ભોજન કરાવે અને જ્યાં સુધી તે પ્રયોગ સિદ્ધ ન થાય ત્યાંસુધી તે પ્રમાણે કરે. ॥ ९ ॥

अथ मन्त्रः ॐ नमो भगवते रुद्राय स्वर्णादीनामीशाय रसायनस्य सिद्धिं कुरुकुरु स्वाहा ॥ આ મંત્ર ખરલ કરતી વખતે અગ્યાર દીવસ સુધી દશ હજાર જપ કરવાથી આ પ્રયોગ સિદ્ધિ થશે ॥

**॥ આ दत्तात्रेयतंत्रनुं रसायन प्रयोगना वर्णननुं तेरमुं पटल संपूर्ण थयुं ॥**

---

# चतुर्दशः पटलः ॥ १४ ॥

तत्र कालज्ञानम् । ईश्वर उवाच ।

अथातः सम्प्रवक्ष्यामि कालज्ञानविनिर्णयम् ॥
यस्य विज्ञानमात्रेण कालज्ञानं विधीयते ॥ १ ॥

આ ચૌદમા પટલમાં કાલ જ્ઞાન લખાય છે. શંકર કહે છે કે દત્તાત્રેયજી હવે હું તમોને કાલ જ્ઞાનનું વર્ણન કરૂં છું જેને જાણવાથી કાલનું જ્ઞાન થાય છે ॥ ૧ ॥

न दृष्टा नासिका येन नेत्रे च समलायतम् ॥
षण्मासाभ्यंतरे मृत्युर्नान्यथा शंकरोदितम् ॥ २ ॥

જે માણુસ પોતાની નાશીકા અને ભમર ન દેખે તો છ મહીનાની અંદર મૃત્યુ થાય આ શંકરનું કહેલ વચન અસત્ય નથી ॥ ૨ ॥

न दृष्टारुधीती येन सप्तर्षीणां च मध्यतः ॥
षण्मासाभ्यन्तरे मृत्युर्यदि रक्षति चेश्वरः ॥ ३ ॥

જે માણુસ આકાશમાં સપ્તરૂષીની વચમાં અરૂંધતીનો તારો ન દેખે તો તેને ઇશ્વર ભલે સહાય કરે પણ છ મહિનાની અંદર મૃત્યુ થાય ॥ ૩ ॥

स्नानकालस्य समये मृत्युज्ञानं निरीक्ष्यते ॥
हृदि शुष्कं भवेद्यस्य षण्मासाभ्यंतरे मृतिः ॥ ४ ॥

તથા સ્નાન કરતી વખતે મૃત્યુજ્ઞાનને દેખે અને સ્નાન થઇ રહ્યા બાદ પહેલું પોતાનું હૃદય સુકાઇ જાય તો છ મહિનાની અંદર મૃત્યુ થાય ॥ ૪ ॥

रात्रौ चंद्रो दिवा सूर्यो मासमेकं निरन्तरम् ॥
भवेन्मृत्युश्च नुस्तस्य षण्मासाभ्यन्तरे ध्रुवम् ॥ ५ ॥

જે માણસનો રાત્રીયે ચંદ્રસ્વર અને દિવશે સૂર્યસ્વર એક મહીના સુધી ચાલે તો તેનું ૭ મહિનાની અંદર જરૂર મૃત્યુ થાય ॥ ૫ ॥

सम्पूर्णं वहते सूर्यः सोमश्चैव न दृश्यते ॥
पक्षेण जायते मृत्युः कालज्ञैः परिभाषितम् ॥ ६ ॥

તથા જો હંમેશાં સૂર્ય સ્વર ચાલે અને ચંદ્ર સ્વર બીલકુલ ન ચાલે તો ૧૫ દીવસમાં મૃત્યુ થાય તેવી રીતે કાલને જાણુ-નારા લોકોયે કહેલું છે ॥ ૬ ॥

मासश्चैव तु षण्मासः पक्षश्चैव त्रिमासकः ॥
पंचरात्रिर्वहेच्चैकस्तस्य मृत्युर्न संशयः ॥ ७ ॥

જે માણસને એકજ સ્વર એક માસ, ૭ માસ અથવા એક પક્ષ વા ત્રણ મહિના વા પાંચ રાત્રી સુધી ચાલે તો નિસંદેહથી તેનું મૃત્યુ થાય ॥ ૭ ॥

शुक्लपक्षे वहेद्वामं कृष्णपक्षे च दक्षिणम् ॥
उभयोस्त्रीणि दिवसं दृश्यते चंद्रसूर्ययोः ॥ ८ ॥

અથવા અજવાળીયામાં ચંદ્રસ્વર અને અંધારીઆમાં સૂર્ય-સ્વર અથવા બે પખવાડીયામાં સૂર્ય ચંદ્રસ્વર ત્રણ ત્રણ દીવસ રહે તો ॥ ૮ ॥

पंचभूतात्मकं दीपं चंद्रस्नेहेन पूरितम् ॥
रक्षेच्च सूर्यवातेन तेन जीवः स्थिरो भवेत् ॥ ९ ॥

પંચ ભૂતાત્મક આ શરીર દીવો છે અને ચંદ્ર સ્વરૂપ તેલથી ભરેલ તેને સૂર્યરૂપ વાયુયે કરીને રક્ષા થાય જેથી જીવ સ્થીર રહે ॥ ૮ ॥

आत्मा दीपः सूर्यज्योतिरायुः स्नेहकलात्मकः ॥
कायाकज्जलसंसारे वृत्तिरेषा तनोर्मता ॥ १० ॥

આત્મારૂપ દીવો અને સૂર્યરૂપ જયોતિ અને આયુષ્યરૂપી

તેલ આ શરીરમાં ભરેલ છે તેમાં કાયારૂપ કાજલ છે અને આ જગતમાં જે જીવની વૃત્તિ છે તેજ આ શરીરની વૃત્તિ છે ॥૧૦॥

छायां त्रिधोर्न ध्रुवमृक्षमालामालोकयेद्यो न च मातृचक्रम् ।।
खण्डनई यस्य च कर्दमाङ्घ्रौ कफश्च्युतो मज्जति चाम्बुकुम्भी ११

જે મનુષ્ય ચંદ્રછાયા તથા ધ્રુવ નક્ષત્રમાલા તથા માતૃ મંડલને નહિ દેખે અને કાદવમાં પગ રાખવાથી ખંડીત જેવું લાગે તથા તેના કફ જલમાં પડવાથી નીચે બેસી જાય તો તેનું અરિષ્ટ જાણવું ॥ ૧૧ ॥

उरः पुरः शुष्यति तस्य चार्द्रे न मान्ति तिस्रोऽङ्गुलयश्च वक्त्रे ॥
स्नातस्य मूर्धन्यपि धूमवल्ली निलीयते रिक्तमुखः खगो वा ।१२।

જે માણસને સ્નાન કર્યા પછી શરીરમાં પ્રથમ છાતી સુકાઇ જાય અને ત્રણ આંગળા જેના મોઢામાં ન આવે અને સ્નાન કરી રહ્યા બાદ જેના માથામાં ધુવા ઊઠે જેવું અને અનાજ તથા ફલરહિત ચાંચવાળું પક્ષી મુસ્તક ઊપર બેસી જાય તો તેનું અરિષ્ટ સમજી લેવું ॥ ૧૨ ॥

अतीव तुच्छं बहु चाल्पहेतोररतोतसात्म्यः सदसत्प्रवृत्तौ ॥
अप्यंगुलिक्रान्तविलोचनान्तो न मेचकं चान्द्रकमीक्षते यः ॥१३॥

જો આરોગ્ય મનુષ્ય એકદમ થોડું ભોજન કરે અથવા વિશેષ કરવા લાગે અને ઉત્તમ વિષય અથવા દુષ્ટ વિષયોમાં પોતાની ઇચ્છા છોડી દે અથવા ઉત્તમ કમ કરવાવાળો નીચ કમ કરે નીચ કર્મ કરનાર ઊંચ કર્મ કરવા લાગે તથા આંખોને હાથથી ઢાંકીને ચંદ્રિકા સદૃશ તિલયુક્ત અનુભવસિદ્ધ ન દેખે તો તેનું પણ અરિષ્ટ જાણવું ॥ ૧૩ ॥

अक्षैर्लक्षितलक्षणेन पयसा पूर्णेन्दुना भानुना पूर्वादक्षिणपश्चिमोत्तरादिशां षड्द्वित्रिमासैककम् ॥ छिद्रं पश्यति चेत्तदा दशदिनं धूम्राकृतिं पश्चिमे ज्वालां पश्यति सद्य एवं मरणं काङ्क्षितज्ञानिनाम् ॥ १४ ॥

જે રોગી પાણીમાં પૂર્ણ ચંદ્રમા તથા સૂર્યનાં પ્રતિબિંબને પૂર્વ અથવા દક્ષિણ અથવા પશ્ચિમ વા ઊતરમાં છિદ્ર દેખે તો અનુક્રમથી ૬, ૩, ૨, ૧, માસ જીવે તથા સૂર્ય ચંદ્ર ધુમ્ર દેખે તો દશ દિવસ અથવા તત્કાળ અને સૂર્ય ચંદ્રના પ્રતિબિંબને પશ્ચિમ તથા જવાળા દેખે તો જરૂર મૃત્યુ થાય તેમ કાળને જાણનારા લોકોનું કહેવું છે ॥ ૧૪ ॥

## ॥ આ દત્તાત્રેયતંત્રનું ચૌદમું પટલ સમાપ્ત થયું ॥

---

## अथ पंचदशः पटलः ॥ १५ ॥

तत्र अनाहारः । ईश्वर उवाच ।

अंत्राणि कृकलासस्य करंजस्य च बीजकम् ॥
पिष्ट्वा तु वटिकां कृत्वा त्रिलोहेन तु वेष्टयेत् ॥ १ ॥

આ પંદરમાં પટલમાં અનાહાર પ્રયોગ લખાય છે.

શંકર કહે છે કે હે દત્તાત્રેય કૃકલાનાં આંત્રણ અને કરંજનું બીજ તેને વાટી પછી તેની ગોળી બનાવી ॥ ૧ ॥

तां वक्त्रे धारयेद्योसौ क्षुत् पिपासा न बाध्यते ॥
यस्मैकस्मै न दातव्यं नान्यथा शंकरोदितम् ॥ २ ॥

તે ગોળીને મુખમાં રાખવાથી ભુખ તથા તરસ નહી લાગે આ પ્રયોગ સર્વેને નહી બતાવવો કારણ કે શંકરનું કહેલું વચન અસત્ય નથી ॥ ૨ ॥

पद्मबीजं महाशालिं छागीदुग्धेन पेषयेत् ॥
साज्यं तत्पायसं कृत्वा भोजनं द्वादशं दिनम् ॥ ३ ॥

કમલનું બીજ મહાશાલી તે બેયને બકરીના દુધમાં રાંધી તેમાં દુધ નાખી તે ખીરને બાર દીવસ સુધી ખાવી ॥ ૩ ॥

अपामार्गस्य बीजानि दुग्धाज्याभ्यां च पाचयेत् ॥
पायसो महिषीक्षीरैर्भुक्तो मासक्षुधापहः ॥ ४ ॥

તથા અઘાડાનાં બીજ લઈને દુધ તથા ઘીમાં મેળવી પછી તેને રાંધી ખીરદુધ ભેંસનું લેવું. તે ખીર એક મહિના સુધી જે માણસ ખાય તેને ભુખ નહી લાગે ॥ ૪ ॥

कोकिलाक्षस्य बीजानि विजयाबीजसंयुतम् ॥
तांबूलमूलसंयुक्तं तथा घृतविमिश्रितम् ॥ ५ ॥

તાલમખાનનાં બીજ, ભાંગનાં બીજ તથા પાન અને ઘી મેળવી ॥ ૫ ॥

छागीदुग्धेन संपेष्य वटिकां क्रियते नरः ॥
भक्षणं प्रातरुत्थाय क्षुत्पिपासा न बाध्यताम् ॥ ६ ॥

બકરીના દુધમાં વાટી તેની ગોળી કરવી અને તે ગોળીને સવારમાં ઊઠીને ખાય તો તેને ભુખ તથા તરશ બાધ નહી કરે ॥ ૬ ॥

पद्मबीजं ह्यपामार्गतुलसीमूलसंयुतम् ॥
धात्रीबीजं तु संयुक्तं वटिकां क्रियते नरः ॥ ७ ॥

કમલનાં બીજ, અઘાડાનાં બીજ, તુલસીની જડ, આંમળાંનાં બીજ સર્વેને મેળવી પછી તેને વાટીને ગોળી કરવી ॥ ૭ ॥

तस्य भक्षणमात्रेण तस्योपरि गवां पयः ॥
क्षुत्पिपासा हरेन्नित्यं नान्यथा शंकरोदितम् ॥ ८ ॥

તે ગોળી ખાઇને તેના ઊપર ગાયનું દૂધ પીવાથી ભુખ તથા તરશનો નાશ થાય આ શંકરનું કહેલ વચન અસત્ય નથી ॥ ૮ ॥

एरंडसरसैः पत्रैः पुष्पैश्चापि सुलक्षयेत् ॥
तस्मात्कन्दं समादाय ताम्बूले द्रढमाततः ॥ ९ ॥

એરંડાના કોમલ પાંદડાં અથવા ફુલ લઈને કંદની સાથે વાટી પછી સારા પાનની અંદર રાખી. ॥ ૯ ॥

भक्षणं प्रातरुत्थाय क्षुत्पिपासाहरं परम् ॥
अनाहारप्रयोगोयं साक्षच्छंकरभाषित्ः ॥ १० ॥

સવારે ઊઠીને ભક્ષણ કરે તો ભુખ તથા તરસ દુર થાય આ અનાહાર પ્રયોગ સાક્ષાત્ શિવજીયે કહેલ છે ॥ ૧૦ ॥

## ॥ આ દત્તાત્રેયતંત્રનું પંદરમું પટલ સમાપ્ત થયું ॥



## ॥ अथ षोडशः पटलः ॥ १६ ॥

तत्राहारम् । ईश्वर उवाच ।

बन्धूकस्य च वृक्षस्य पिष्ट्वा पुष्पफलैर्युतम् ॥
योसौ भुंक्ते घृतैः सार्द्धं भोजनं भीमसेनवत् ॥ १ ॥

આ સોલમાં પટલમાં આહાર પ્રયોગ લખાય છે.

શંકર કહે છે કે હે દત્તાત્રેય બંધુક વૃક્ષના ફલ તથા પુલને વાટીને ઘીની સાથે ભક્ષણ કરે તો ભીમસેનના જેટલો આહાર કરે ॥ ૧ ॥

शनौ बिभीतवृक्षस्य संध्यायामाभिमंत्रितम् ॥
प्रातः पत्राणि संगृह्य भोजनोंघ्रितले न्यसेत् ॥ २ ॥

તથા શનિવારને દીવસે સંધ્યા વખતે બહેડાના વૃક્ષ આગળ જઈને નીમંત્રણ કરી આવી રવિવારને દીવસે તેના પાંદડાં તોડી લાવવાં પછી તે પાંદડાં જમતી વખતે પોતાના પગ તળે દબાવીને ભોજન કરવું ॥ ૨ ॥

आहारे सत्प्रयोगोयं भोजनं भीमसेनवत् ॥
यस्मै कस्मै न दातव्यं सिद्धियोगमुदाहृतम् ॥ ३ ॥

તો જમવામાં આ ઉત્તમ પ્રયોગ છે અને તેનો આહાર ભીમસેનના જેટલો થશે આ પ્રયોગ સર્વને નહિ કહેવો ॥ ૩ ॥

गृहीत्वा मंत्रितं मंत्री बिभीततरुपल्लवम् ॥
धारयेद्दक्षिणे हस्ते वसस्त्वाहारमुग्भनेत् ॥ ४ ॥

अथ मंत्रः ॐ नमः सर्वे भूताधिपतये हुं फट् स्वाहा ॥

ઉપરના મંત્ર ભણીને પવિત્રતા પૂર્વક બહેડાના પાંદડાં તોડી લાવવાં અને જમણે હાથે તે પાંદડાંને બાંધી ભોજન કરે તો ઘણુંક ભોજન કરી શકશે ॥ ४ ॥

**॥ આ દત્તાત્રેયતંત્રનું સોલમું પટલ સમાપ્ત થયું. ॥**



## अथ सप्तदशः पटलः ॥ १७ ॥

तत्र निधिदर्शनम् । ईश्वर उवाच ।

शिरीषवृक्षपंचांगं कटुतैलेन पाचितम् ॥
विषं चैव समायुक्तं धत्तुरं बीजसंयुतम् ॥ १ ॥

આ સતરમાં પટલમાં નિધિદર્શન કહેવાશે ॥

શંકર કહે છે કે હે દત્તાત્રેય શિરષના વૃક્ષનું પંચાંગ લઇને કડવા તેલમાં કકડાવી તેમાં વિષ તથા ધતૂરાનાં બી લઇને મેળવવાં ॥ १ ॥

पंचांगं करवीरं च श्वेतगुंजासमन्वितम् ॥
उलूकविष्ठासमायुक्तं गन्धकं च मनःशिला ॥ २ ॥

ત્યારબાદ કરેણનું પંચાંગ એટલે મૂલ, ફળ, ફુલ, પાંદડા ને કાષ્ટ લઇ તેમાં સફેદ ચણોઠી તથા ઘુવડની વીષ્ટા મેળવવી તથા ગંધક અને મનશીલ પણ મેળવવો ॥ २ ॥

धूपं दत्त्वा जपेन्मंत्रं निधिस्थाने विशेषतः ॥
पलायन्ते निधिं त्यक्त्वा यथा युद्धेषु कातराः ॥ ३ ॥

તેનો ધુપ દઇને જે જગાએ દ્રવ્ય હોય તે જગાએ મંત્ર જપે તો દ્રવ્યને છોડીને જેમ કાયર મનુષ્ય યુદ્ધમાંથી નાસે છે ॥ ૩ ॥

राक्षसैर्भूतवेतालैर्देवदानवपन्नगैः ॥
सुखेनाशु निधिं प्राप्य परमानन्दभुग्भव ॥ ४ ॥

अथमंत्रः ॐ नमो विघ्न विनाशाय निधि दर्शनं कुरुकुरु स्वाहा ॥

તેમજ રાક્ષસ, ભૂત, વૈતાળ, દેવતા, દાનવ અને નાગ વીગેરે સર્વ તે દ્રવ્યને ત્યજી દે છે તેથી તે દ્રવ્યને મેળવીને પરમાનંદ પ્રાપ્ત થાય છે ॥ ૪ ॥

## ॥ आ दत्तात्रेयतंत्रनुं सत्तरमुं पटल समाप्त थयुं ॥



# अथ अष्टादशः पटलः ॥ १८ ॥

तत्र वंध्यापुत्रवतीकरणम् । ईश्वर उवाच ।

जन्मवंध्या काकवंध्या मृतवत्सा कचित्स्त्रियः ॥
तासां पुत्रोदयार्थं च शंभुना कथितं पुरा ॥ १ ॥

હવે આ અઢારમાં પટલમાં વંધ્યાને પુત્ર થવાનું લખાય છે. ॥

શંકર કહે છે હે દત્તાત્રેયજી વંધ્યા ઘણા પ્રકારની હોય છે. જન્મવંધ્યા, કાકવંધ્યા, મૃતવત્સા, તેમાં કોઈ સ્ત્રી જન્મ વંધ્યા હોય છે કે જેને કદી પુત્રોત્પત્તિ નથી થતી. કોઈ કાકવંધ્યા પણ હોય છે એટલે એકવાર પુત્રોત્પત્તિ થઇને પછી ન થાય—કોઈ મૃતવત્સા હોય છે એટલે જેટલા સંતાન થાય તે સર્વેનો નાશ થાય. હવે તેને પુત્રવંતિ થવાનો ઊપાય શંકરે કહેલો છે તે કહેવાય છે ॥૧॥

पत्रमेकं पलाशस्य गर्भिणीपयसान्वितम् ॥
ऋतवन्ते तानि पीतानि वंध्यापुत्रवती भवेत् ॥ २ ॥

પલાશનું એક પાંદડું લઇને ગર્ભણી સ્ત્રીના દુધમાં વાટીને ઋતુના અંતમાં વંધ્યા સ્ત્રી પીયે તો તેને ગર્ભ રહે ॥ ૨ ॥

**एवं सप्तदिनं कुर्याच्छोकोद्वेगविवर्जितम् ॥**
**पतिसंगगता सा च नात्र कार्या विचारणा ॥ ३ ॥**

એવી રીતે સાત દીવસ સુધી શોક અને ઉદ્વેગરહિત થઇને પોતાના પતિની સાથે આનંદથી વીલાસ ભોગવે તો તેને જરૂર પુત્ર થાય તેમાં સંશય નહિ રાખવો ॥ ૩ ॥

**समूलपत्रां सर्पाक्षीं रविवारे समुद्धरेत् ॥**
**एकवर्णगवां क्षीरैः कन्याहस्तेन पेषयेत् ॥ ४ ॥**

મૂળ તથા પાંદડા સહિત સર્પાક્ષિ વૃક્ષને રવિવારના દીવસે લાવીને કુંવારી કન્યાની પાસે એક રંગની ગાયના દૂધમાં વટાવે ॥૪॥

**ऋतुकाले पिबेद्वन्ध्या पलार्धं तद्दिने दिने ॥**
**क्षीरशाल्यन्नमुद्गं च लघ्वाहारं प्रदापयेत् ॥**
**एवं सप्तदिनं कृत्वा वन्ध्या भवति पुत्रिणी ॥ ५ ॥**

પછી ઋતુ કાલના અંતમાં પ્રતિ દીવસ વંધ્યા સ્ત્રી અરધા પલના પ્રમાણથી સેવન કરે તથા દૂધ, ચોખા, મગ આદિ હલકા પદાર્થનો આહાર કરે એ પ્રકારે સાત દીવસ કરવાથી વંધ્યા સ્ત્રી પુત્રવાળી થાય છે ॥ ૫ ॥

**उद्वेगं च भयशोकं व्यायामं च विसर्जयेत् ॥**
**अनंगमुष्णशीतं च दिवानिद्रां विवर्जयेत् ॥ ॥ ६ ॥**

ઉદ્યોગ-ભય-શોક-કસરત કદિ પણ ન કરવી. તથા પતિનો સંગ, ગર્મી, શરદી, દીવસે શયનાદિ ન કરવાં ॥ ૬ ॥

**न कर्म कारयेत्किंचिद्वर्ज्जयेच्छीतमातपम् ॥ ७ ॥**

અથવા મહેનત ભરેલું કામ નહિં કરવું. તથા જે કામમાંથી ગર્મી-શરદી થતી હોય તે કામ છોડી દેવું ॥ ૭ ॥

**न तया परमां सेवां कारयेत्पूर्ववत्क्रियाम् ॥**

पतिसंगात् गर्भलाभो नात्र कार्या विचारणा ॥ ८ ॥

એ પ્રકારે ઊપર કહેલા નીયમોથી રહીને પોતાના પતિના સંગથી સ્ત્રી ગર્ભવંતિ થશે તેમાં કાંઇપણ વિચાર નહિ કરવો ॥૮॥

एकमेव तु रुद्राक्षं सर्पाक्षीकर्षमाकम् ॥
पूर्ववच्च गवां क्षीरैर्ऋतुकाले प्रदापयेत् ॥ ९ ॥

એક રુદ્રાક્ષ બે તોલા સર્પાક્ષી તથા એક રંગવાલી ગાયના દુધમાં વંધ્યા સ્ત્રીને રૂતુ કાલમાં આપવાથી ગર્ભ રહેશે ॥ ૯ ॥

महागणेशमंत्रेण रक्षां तस्याश्च कारयेत् ॥ मंत्रः ॥
ॐमदनमहागणपते रक्षामृतं मृत्सुतं देहि ॥ १० ॥

તથા ગણુપતિના મંત્રથી રક્ષા બાંધવી. ॐ मदनमहा गणपते रक्षाम्रतं मृत्सुतंदेहि એ મંત્રથી રક્ષા સ્ત્રીયે બાંધવી ॥ ૧૦ ॥

कदम्बपत्रं श्वेतं च बृहतीमुलमेव च ॥
एतानि समभागानि अजाक्षीरेण पेषयेत् ॥ ११ ॥

કંદબનાં સફેદ પાંદડાં તથા બૃહતી મૂલ બંન્ને સરખે ભાગે લઇને બકરીના દુધમાં વાટવાં ॥ ૧૧ ॥

त्रिरात्रं पंचरात्रं वा पिबेदेवं महौषधीम् ॥
सत्यं पुत्रवती वंध्या नान्यथा शंकरोदितम् ॥ १२ ॥

પછી ત્રણુ દીવસ અથવા પાંચ દીવસ આ મહાન ઔષધી પીવાથી વંધ્યા સ્ત્રી પુત્રવાળી થાય આ શંકરનું કહેલ વચન અસત્ય નથી ॥ ૧૨ ॥

कृष्णापराजितामूलमजाक्षीरेण संपिबेत् ॥
ऋतुस्नाता त्रिधा या तु वन्ध्या गर्भधरा भवेत् ॥१३॥

કાલી વિષ્ણુક્રાંતાની જડ બકરીના દુધમાં વાટીને રૂતુવાળી સ્ત્રીને ત્રણુ દીવસ આપવાથી વંધ્યા સ્ત્રી ગર્ભવંતિ થાય છે. ॥ ૧૩ ॥

तुरंगगन्धाघृतवारिसिद्धं साज्यं पयःस्नानादिने च पीत्वा ॥
प्राप्नोति गर्भं विषयं चरन्ती वन्ध्यापि पुत्रं पुरुषप्रसंगात् ॥
१४ ॥ सपिप्पलीकेशरशृंगवेरं क्षुद्रायणं गव्यघृतेन पीतम् ॥
वन्ध्यापि पुत्रं लभते हठेन योगोत्तमोयं हि शिवेन प्रोक्तः १५

આસગંધને લઇને ઘી તથા પાણીમાં સિદ્ધ કરીને ઋતુ કાળના દીવસમાં ઘી તથા દૂધની સાથે વાટીને તે પી જવું ત્યાર બાદ પોતાના પતિની સાથે વિલાસ કરવાથી વંધ્યા સ્રીને ગર્ભ રહે છે. સુતી વખતે ઘીનું પાન કરવું ॥ ૧૪ ॥

પીપળ, નાગકેશર, સુંઠ, મરી આ સર્વ વસ્તુઓ લઇને ગાયના ઘીમાં વાટી તેને ખાવાથી વંધ્યા સ્રીને પણ પુત્ર થાય છે. આ ઉત્તમ પ્રયોગ શંકરે વર્ણન કરેલો છે ॥ ૧૫ ॥

## ॥ આ દત્તાત્રેયતંત્રનું અઢારમું પટલ સંપૂર્ણ થયું ॥

---

## अथैकोनाविंशतितमः पटलः ॥ १९ ॥

तत्र मृतवत्सासुतजीवनम् । ईश्वर उवाच ।
गर्भसंजातमात्रेण पक्षान्मासाच्च वत्सरात् ॥
म्रियते द्वित्रिवर्षाद्वा यस्याःसा मृतवत्सिका ॥ १ ॥

આ ૧૯ મા પટલમાં મૃતવત્સા સ્રીના પુત્ર જીવવાનો ઊપાય કહેવાશે.

શંકર કહે છે કે ગર્ભથી ઊત્પન્ન થઇને એક પક્ષ તથા એક મહીનો અથવા એક વર્ષ, બે વર્ષ, ત્રણ વર્ષનું બાળક થઇને મરી જાય તેને મૃતવત્સા સ્રી કહેવી ॥ ૧ ॥

गृहीत्वा शुभनक्षत्रे अपामार्गस्य मूलकम् ॥
गृहीत्वा लक्ष्मणामूलमेकवर्णगवां पयः ॥ २ ॥

સારા નક્ષત્રમાં અઘાડાનું મૂળ તથા લક્ષ્મણાનું મૂળ લાવી એક રંગની ગાયના દૂધની સાથે ॥ ૨ ॥

पीत्वा सा लभते गर्भं दीर्घजीवी सुतो भवेत् ॥
यस्मै कस्मै न दातव्यं नान्यथा मम भाषितम् ॥ ३ ॥

પીયે તો મૃતવત્સા ઘણી આયુષ્યવાળા પુત્રને પ્રાપ્ત કરે. આ પ્રયોગ સર્વેને નહી બતાવવો કારણ કે શંકરનું કહેલું વચન અસત્ય ન થાય ॥ ૩ ॥

वंध्याकर्कोटिकाकंदं भृंगराजेन पेषयेत् ॥
ऋतुकाले त्र्यहं पीत्वा दीर्घजीविसुतं लभेत् ॥ ४ ॥

જો વંધ્યા સ્ત્રી શાકર કોળાનું મૂળ લઇને ભાંગરાના રસમાં વાટી ત્રણ દીવસ પીયે તો ઘણા આયુષ્યવાળો પુત્ર થાય ॥ ૪ ॥

या बीजपूरद्रुममूलमेकं क्षीरेण सिद्धं हविषा विमिश्रम् ॥
ऋतौ निपीय स्वपतिं प्रयाति दीर्घायुषं सा तनयं प्रसूते ॥ ५ ॥

અથવા દાડમના વૃક્ષનું મૂળ લઇને દૂધની સાથે સિદ્ધ કરીને તેમાં ઘી મેળવીને ઋતુ સમય તેનું પાન કરીને પોતાના પતિની સાથે વિલાસ કરવાથી ઘણું જીવવાવાળો પૂત્ર ઉત્પન્ન કરે ॥ ૫ ॥

मार्गशीर्षेऽथवा ज्येष्ठे पूर्णायां लेपिते गृहे ॥
नूतनं कलशं पूर्णं गन्धतोयेन कारयेत् ॥ ६ ॥

માગશીર્ષ અથવા જેષ્ટ મહિનાની પુનમના દીવસે પોતાનું ઘેર પવિત્ર કરી પછી નવો કલશ લઇને તેમાં જળ તથા સુગંધીત ચંદન નાખવું ॥ ૬ ॥

कदलीस्तंभसंयुक्तं नवरत्नसमन्वितम् ॥
सुवर्णमुद्रिकायुक्तं षट्कोणमंडलस्थितम् ॥ ७ ॥

કેળના સ્થંભયુક્ત વેદી હોય, કળશ નવ રત્નયુક્ત હોય, તથા સોનાની મુદ્રિકાયુક્ત ષટ્કોણ મંડળમાં સ્થાપન કરેલો હોય, ॥૭॥

तन्मध्ये पूजयेद्देवीमेकान्ते नामविश्रुताम् ॥
गन्धपुष्पाक्षतैर्धूपैर्दीपैर्नैवेद्यसंयुतैः ॥ ८ ॥

તે મધ્ય એકાંતમાં નામ દઇને દેવીયોનું ચંદન, ફૂલ, ચોખા, ધૂપ, દીપ, નૈવેદ્ય સહિત પૂજન કરવું ॥૮॥

वाराही च तथा चद्री ब्राह्मी माहेश्वरी तथा ॥
कौमारी वैष्णवी देवी षट्सु पत्रेषु मातरः ९ ॥

વારાહી, ઐન્દ્રી, બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, આ દેવીઓનું ષટ્કોણમાં સ્થાપન કરેલું છે તેમનું યથાવિધિયે પૂજન કરવું ॥૯॥

पूजयेन्मंत्रभावेन तथा सप्तदिनावधि ॥
अष्टमेह्नि सुतं चैकं कन्यानवकसंयुतम् ॥ १० ॥

મંત્ર ( ૧૨ મા શ્લોકમાં છે તે ) વડે ભાવથી સાત દીવસ સુધી પૂજન આઠમે દીવસે એક બટુક તથા નવ કન્યાયોને ॥૧૦॥

भोजयेद्दक्षिणां दद्यात्पश्चात्कृत्वाभिवादनम् ॥
विसृज्य देवतां चाथ नद्यां तत्कलशादिकम् ॥ ११ ॥

ભોજન કરાવી દક્ષણા આપી પછી તેને નમસ્કાર કરવો. ત્યારબાદ જે દેવતાની પ્રતિષ્ટા કરિ હોય તેને તથા કળશને નદીમાં વિસર્જન કરે ॥ ૧૧ ॥

प्रतिवर्षमिदं कुर्याद्दीर्घजीवी सुतो भवेत् ॥
सिद्धियोगमिदंज्ञानं साक्षाच्छंकरभाषितम् ॥ १२ ॥

अथ मंत्रः ॐ परब्रह्मपरमात्मने अमुकीगृहे दीर्घजीविसुतं कुरु कुरु स्वाहा ॥

વર્ષે વર્ષે આ ઉપાય કરવો. તેથી પુત્ર ઘણુા આયુષ્યવાળો થશે. તત્કાલ સિદ્ધિ આપવાવાળો આ પ્રયોગ શ્રીશંકરે કહેલો છે ॥૧૨॥

**॥ આ દત્તાત્રેયતત્રનું ઓગણીશમું પટલ સમાપ્ત થયું**

———∞———

# अथ विंशतितमः पटलः ॥ २७ ॥

तत्र काकवन्ध्याचिकित्सा । ईश्वर उवाच ।

पूर्वं पुत्रवती भूत्वा पश्चान्नो भूयते यदि ॥
काकवंध्या च सा ज्ञेया चिकित्सास्याश्च कथ्यते ॥ १ ॥

આ વિશમા પટલમાં કાકવંધ્યા સ્ત્રીની ચિકિત્સા કહે છે.

શંકર કહે છે કે હે દત્તાત્રેય પ્રથમ એક વખત પુત્ર થઇને ત્યારબાદ કાંઈ પણ સંતનિ ન થાય તેને કાકવંધ્યા કહે છે તેની ચિકિત્સા કહેવાય છે ॥ ૧ ॥

विष्णुक्रान्तां समूलां तु पिष्ट्वा दुग्धैस्तु माहिषैः ॥
महिषीनवनीतेन ऋतुकाले च भक्षयेत् ॥ २ ॥

વિષ્ણુક્રાંતાના મૂળને લાવી ભેંસના દુધમાં વાટીને ઋતુ વખતે ભેંસના માંખણની સાથે ભક્ષણ કરવાથી કાકવંધ્યા સ્ત્રી ફરીથી ગર્ભવંતિ થાય છે. ॥ ૨ ॥

एवं सप्तदिनं कुर्यात् पथ्यमुक्तं च पूर्ववत् ॥
सा गर्भं लभते नारी काकवंध्या सुशोभनम् ॥ ३ ॥

આ પ્રકારે સાત દીવસ પર્યંત સેવન કર્યાથી પૂર્વે જે પથ્ય કહેલું છે તે પાળે તો કાકવંધ્યા સ્ત્રી ફરી સુંદર ગર્ભને ધારણ કરશે ॥ ૩ ॥

अश्वगंधीयमूलं तु ग्राहयेत्पुष्यभास्करे ॥
योजयेन्माहिषीक्षीरैः पलार्धं भक्षयेत्सदा ॥ ४ ॥

રવિવાર અને પુષ્ય નક્ષત્રમાં અશ્વગંધીનું મૂળ લાવીને ભેંસના દુધમાં વાટી પછી અરધી પલ લઇને દરરોજ ખાય ॥૪॥

सप्ताहाल्लभते गर्भं काकवन्ध्या न संशयः ॥
यस्मैकस्मै न दातव्यं नान्यथा मम भाषितम् ॥ ५ ॥

સાત દીવસ એવી રીતે સેવન કરવાથી કાકવંધ્યા સ્ત્રી

જરૂર ગર્ભને ધારણ કરશે આ ઉત્તમ પ્રયોગ સર્વેને નહી બતાવવો. કારણ કે શંકરનું કહેલ વચન અન્યથા નહી થાય ॥ ૫ ॥

## આ દત્તાત્રેયતંત્રનું વિશમું પટલ સમાપ્ત થયું ॥

---

## अथैकविंशातितमः पटलः ॥ २१ ॥

तत्र जयोपायः । ईश्वर उवाच ।

मार्गशीर्षस्य पुर्णायां शिखीमूलं समुद्धरेत् ॥
बाहौ शिरसि वा धार्यं विवादे विजयी भवेत् ॥ १ ॥

આ એકવીશમા પટલમાં જયોપાય કહેવાશે શંકર કહે છે કે માર્ગશીર્ષ મહિનાની પૂર્ણિમાને દીવશે શિખીમૂળ લાવીને પછી તેને હસ્ત અથવા મુસ્તક ઊપર ધારણ કરીને જે વિવાદ કરે તો જય પામે ॥ ૧ ॥

करे सुदर्शनं मूलं बद्धा रणकुले जयी ॥
आर्द्रायां वटवृन्दाकं हस्ते बद्धाऽपराजितः ॥ २ ॥

હાથમાં સુદર્શન વૃક્ષનું મૂળ લાવીને બાંધી રણ સંગ્રામમાં જાય તો જય થાય તથા આર્દ્રા નક્ષત્રમાં વડ વૃક્ષની છાલને હાથમાં બાંધવાથી જય થાય ॥ ૨ ॥

तद्वृक्षे चूतवृन्दाकं गृहीत्वा धारयेत्करे ॥
संग्रामे जयमाप्नोति जयां स्मृत्वा जयी तथा ॥ ३ ॥

અથવા આંબાના ઝાડની બાંદા લઈને હાથે બાંધવાથી સંગ્રામમાં વિજય થાય તથા વિજયાનું સ્મરણ કરવાથી પણ જય થાય ॥ ૩ ॥

कृत्तिका च विशाखा च भौमवारेण संयुता ॥
तद्दिनं घटितं वस्त्रं संग्रामे जयदायकम् ॥ ४ ॥

કૃતિકા, વિશાખા મંગળવારને દીવસે વસ્ત્ર પવિત્ર કરીને વસ્ત્ર પહેરી સંગ્રામમાં જાય તો વિજય પામે ॥ ૪ ॥

गृहीत्वा पुष्यनक्षत्रे श्वेतगुंजा च मूलकम् ॥
धारयेद्दक्षिणे हस्ते संग्रामे विजयी भवेत् ॥ ५ ॥

પુષ્પ નક્ષત્રમાં સફેદ ચણોઠીનાં મૂળ લાવીને દક્ષિણ હાથે ધારણ કરવાથી રણ સંગ્રામમાં જય પ્રાપ્ત થાય ॥ ૫ ॥

धत्तूरं करवीरं च अपामार्गस्य मूलकम् ॥
हरतालसमायुक्तं तिलकं सुदिने कृतम् ॥ ६ ॥

ધતૂરો, કનેર, અઘાડાનું મૂળ લાવી હરતાલ સહિત સારા દીવસે તીલક કરવાથી ॥ ૬ ॥

अजाक्षीरेण संपेष्य रणराजकुले जयी ॥
विरोधे दूतकार्ये च नान्यथा शंकरोदितम् ॥ ७ ॥

તથા ઊપર કહેલી વસ્તુઓને બકરીનાં દૂધમાં વાટી કપાળમાં તીલક કરવાથી રણમાં તથા રાજયસભામાં જવાથી વિજય થાય છે. આ જય પ્રયોગ વિરોધમાં તથા ચાકરનું કાર્ય કરવું હોય તેમાં વિજય કરે છે. આ પ્રયોગ શંકરનો કહેલ છે તેથી અસત્ય નથી ॥ ૭ ॥

## ॥ इती दत्तात्रेयतंत्रनुं एकविशमुं पटल समाप्त थयुं ॥

---

## ॥ अथद्वाविंशतितमः पटलः ॥ २२ ॥

तत्र वाजीकरणम् । ईश्वर उवाच ॥

वल्कलं चूतवृक्षस्य पात्रे मृण्मयानिक्षिपेत् ॥
तस्योपरि जलं क्षिप्तं ततो वस्त्रेण रक्षयेत् ॥ १ ॥

આ બાવિશમા પટલમાં વાજીકરણુ પ્રયોગ કહેવાશે, શંકર કહે છે કે આંબાના વૃક્ષની વલ્કલ લાવીને માટીના વાસણુમાં રાખી તેમાં જળ રેડી લુગડાથી ઢાંકી દેવું ॥ ૧ ॥

मातर्दुग्धेन संहितं यः पिबेन्मकरध्वजः ॥
धातुवृद्धिकरं लोके बलपुष्टिकरं तथा ॥ २ ॥

પછી સવારે ગાયના દૂધની સાથે જે કામી માણુસ પીયે તો ધાતુની વૃદ્ધી થશે તથા શરીર પણુ પુષ્ટ થશે ॥ ૨ ॥

कुमारीकंदमादाय गोक्षीरेण च यः पिबेत् ॥
बलपुष्टिकरं धातुर्जायते नात्र संशयः ॥ ३ ॥

કુંવારના કંદ લાવીને ગાયના દૂધની સાથે જે માણુસ પીયે તે માણુસ નિસંદેહથી પુષ્ટ અને બળવાન થઇને ધાતુની વૃદ્ધિ કરશે ॥ ૩ ॥

गृहीत्वा च रवौ वारे भिंडीकास्तु च पुर्ववत् ॥
छायाशुष्कं च तच्चूर्णं अश्वगन्धसमन्वितम् ॥ ४ ॥

રવીવારને દીવસે ઉપર પ્રમાણે ભીંડા લાવીને છાયામાં સુકવી તેનું ચૂર્ણુ કરી તેમાં આસગંધ મેળવે ॥ ૪ ॥

मुशली गोक्षुरं चैव विजयाबीजसंयुतम् ॥
एकवर्णगवां क्षीरे यः पिबेट्टंकमात्रकम् ॥ ५ ॥

ત્યારબાદ મુશલી, ગોખરૂ અને ભાંગનાં બીજ મેળવી ચૂર્ણુ કરી લેવું પછી જે માણુસ એક રંગની ગાયના દૂધની સાથે ચાર માસા પીયે ॥ ૫ ॥

बलपुष्टिकरं देहे स्तंभनं धातुवृद्धिकृत् ॥
सिद्धियोगमिदं तत्र कामदेवो भवेन्नरः ॥ ६ ॥

તો બળ અને પુષ્ટી તથા ધાતુ સ્તંભન કરે. આ પ્રયોગ સીદ્ધી દેવાવાળો છે. આ પ્રમાણે કરવાથી મનુષ્ય કામદેવના જેવો બની જાય છે ॥ ૬ ॥

अश्वत्थफलं संग्राह्य छायाशुष्कं तु कारयेत् ॥
पिबेत्सरसं दुग्धसार्द्धं जायते मकरद्वजः ॥ ७ ॥

પીંપળાના ટેટાને છાયામાં સુકવી દૂધની સાથે પીએ તો મહા કામદેવના તુલ્ય બળવાન થઈ જાય ॥ ૭ ॥

गृहीत्वा ह्यमृतामूलं रविवारेऽभिमंत्रितम् ॥
तस्य सत्वं शुष्कच्छाया शर्कराभक्षणाद्बली ॥ ८ ॥

ગળોના મૂળને રવીવારને દીવશે અભિમંત્ર ( મંત્ર ૯ મા શ્લોકની ટીકામાં છે તે. ) કરીને લાવવું પછી તેનું સત્વ કાઢીને છાયામાં સુકવવું, પછી તેને સાકરની સાથે ખાવાથી બળ પ્રાપ્ત થાય છે ॥ ૯ ॥

महासौख्यकरं पुंसां तस्योपरि गवां पयः ॥
यस्मैकस्मै न दातव्यं नान्यथा शंकरोदितम् ॥ ९ ॥

તેની ઉપર ગાયનું દૂધ પીવું આ પ્રયોગ મહાસુખને આપવાવાળો છે તેથી સર્વેને નહી બતલાવવો. શંકરનું કહેલ તે અસત્ય ન હોય ॥ ૯ ॥ अथमंत्रः ॐ नमो भगवते अमुक बल पराक्रमं कुरु कुरु स्वाहा ॥

## ॥ इति दत्तात्रेयतंत्रनुं बावीशमुं पटल समाप्त थयुं ॥



## ॥ अथत्रयोविंशतितमः पटलः ॥ २३ ॥

तत्र द्रावणादिकथनम् । ईश्वर उवाच ।

सिता चौशीर तगरं कुसुंभं क्षौद्रलेपनम् ॥
द्रावणं कुरुते स्त्रीणां विना मंत्रेण सिद्ध्यति ॥ १ ॥

આ ત્રેવિશમા પટલમાં દ્રવિણુ પ્રયોગ કહેવાશે, શંકર કહે છે કે હે દત્તાત્રેય ! સાકર, ચૌશીર, તગર, કુશુંભ, મધ તે સર્વેનો

લેપ ગુહયેંદ્રિય ઉપર કરીને સ્ત્રી સંભોગ કરે, તો સ્ત્રી જલદી સ્ખલીત થઇ જાય. આ પ્રયોગ મંત્ર વગરનો છે ॥ ૧

बृहतीफलमुलानि पिप्पलीमरिचानि च ॥
मधुना रोचना सार्द्धं लिंगलेपो द्रवः स्त्रियाः ॥ २ ॥

બૃહતીનાં મૂળ તથા ફલ, પીપર, મરી, મધ, ગોરોચન તેનો લેપ ગુહ્યેંદ્રિય ઊપર કરી, સ્ત્રી સંભોગ કરે તો સ્ત્રી સ્ખલીત થઇ જાય ॥ ૨॥

क्षौद्रं गंधकलेपन शिलायत्नेन लेपयेत् ॥
यस्मैकस्मै न दातव्यं नान्यथा शंकरोदितम् ॥ ३ ॥

મધ, ગંધક, તેને પથર ઊપર વાટી પછી લેપ કરે તો સ્ત્રી સ્ખલીત થાય. આ પ્રયોગ સર્વેને નહી કહેવો શંકરનું કહેલ અસત્ય ન હોય ॥ ૩ ॥

अथ वीर्यस्तंम्भनम् ।

कर्पुरटंकणं सूततुल्यं मुनिरसं मधु ॥
मर्दयित्वा लिपेल्लिंगं स्थित्वा यामं तथैव च ॥

કપુર, ટંકણ, પારો, અગસ્ત્યના ફુલનો રસ, મધ આ વસ્તુઓ સરખે ભાગે લેવી, પછી વાટીને લીંગ ઉપર લેપ કરી એક પહોર રાખે ॥ ૪ ॥

ततः प्रक्षालयेल्लिंगं रमेद्रामां यथोचिताम् ॥
वीर्यस्तंभकरं पुंसां सम्यङ्नागार्जुनोदितम् ॥ ५ ॥

પછી લીંગને ધોઇને મનેચ્છા પ્રમાણે સ્ત્રીની સંગે વિલાસ કરે તો સારી રીતે વીર્યનું સ્તંભન થાય આ નાગાર્જુનનો કહેલો પ્રયોગ છે ॥ ૫ ॥

मधुना पद्मबीजानि पिष्ट्वा नाभिं प्रलेपयेत् ॥
यावत्तिष्ठत्यसौ लेपस्तावद्वीर्यं न मुंचति ॥ ६ ॥

મધની સાથે કમળ કાકડીને વાટીને, નાભી ઊપર લેપ કરે તો જ્યાં સુધી તે લેપ સુકાય નહી તથા ઊખડી જાય નહી ત્યાં સુધી વીર્ય સ્ખલીત નહી થાય ॥ ૬ ॥

सूकरस्य तु दंष्ट्राग्रं दक्षिणं च समाहरेत् ॥
कटयोपरि पटे बध्ध्वा शुक्रस्तम्भः प्रजायते ॥ ७ ॥

ભુંડની દક્ષીણુ ટાઢના અગ્ર ભાગને લાવી પછી તેને વસ્ત્ર સહીત કેડમાં બાંધે પછી સ્ત્રી સંભોગ કરે તો વીર્ય સ્ખલીત નહી થાય ॥ ૭ ॥

तुलसीबीजचूर्णं तु तांबुलैः सह भक्षयेत् ॥
न मुंचति नरो वीर्यं नान्यथा शंकरोदितम् ॥ ८ ॥

અથવા તુલસીના બીનું ચૂર્ણ કરી તાંબુલની સાથે ભક્ષણ કરવાથી મનુષ્યનું વીર્ય સ્ખલિત નહી થાય આ શંકરનું કહેલ અન્યથા નહી થાય ॥ ૮ ॥

इन्द्रवारुणिकामूलं पुष्ये नग्नः समुद्धरेत् ॥
कटुत्रयैर्गवां क्षीरैः म्पिष्य गोलकीकृतम् ॥ ९ ॥

પુષ્ય નક્ષત્રમાં ઇન્દ્રાયણનું મૂળ નગ્ન થઇને લાવીને પછી સુંઠ, મરી, પીંપર લઇને ગાયના ઘીમાં વાટી તેની ગોળી કરવી.॥૯॥

छायाशुष्कं स्थितं चास्ये वीर्य्यस्तम्भकरं परम् ॥
नीलीमूलंस्मशानस्थंभकटयांबध्ध्वातुवीर्यधृक् ॥ १० ॥

પછી તે ગોળીને છાયામાં સુકવીને મુખમાં રાખવાથી વીર્ય સ્થંભન થાય છે. તથા સ્મસાનમાં ઉગેલા નીલી વૃક્ષનાં મૂળને લાવીને હાથમાં બાંધે તો વીર્ય સ્થંભન થાય છે ॥ ૧૦ ॥

रक्तापामार्गमूलं तु सोमवारे निमंत्रयेत् ॥
भौमे प्रातः समुध्धृत्य कटयां बध्ध्वा तु वीर्यधृक् ॥ ११ ॥

સોમવારને દીવસે. સંધ્યા વખતે રાતા અઘાડાનાં મૂળને

નીમંત્રણ કરી પછી મંગળવારને દીવશે સવારે તેને ખેખાડી લાવવું. પછી તેને હાથમાં બાંધવાથી વીર્ય સ્થંભન થાય છે. ॥૧૧॥

तिलगोक्षुरयोश्चुर्णं छागीदुग्धेन पाचितम् ॥
शीतलं मधुना युक्तं खंडं खादेद्द्रवःस्त्रियाः ॥ १२ ॥

તથા તલ અને ગોખરૂનું ચૂર્ણ કરી તેને બકરીનાં દૂધમાં રાંધીને પછી ઠંડુ થાય એટલે મધને લઇને ખાવાથી સ્ત્રીનું વીર્ય સ્ખલીત થશે. પણ પુરૂષનું વીર્ય નહી સ્ખલીત થાય ॥ ૧૨ ॥

प्रक्ष्याल्यमंभसा नित्यं कृत्वामलकवल्कलैः ॥
वृद्धापि कामिनी कामं बालावत्कुरुते रतिम् ॥ १३ ॥

હમેશાં આમળાની છાલ પાણીમાં નાંખીને યોનીને ધોવાથી વૃદ્ધા સ્ત્રી પણ જુવાન સ્ત્રીની પેઠે રતિ વિલાસ કરે ॥ ૧૩ ॥

चटकांडं तु संग्राह्य नवनीतेन पेषयेत् ॥
तेन प्रलेपयेत्पादौ शुक्रस्तम्भः प्रजायते ॥ १४ ॥

ચકલીના ઇંડાંને માંખણની સાથે વાટી પછી તેનો લેપ પગના તળીયા નીચે કરે તો વીર્ય સ્થંભન થાય ॥ ૧૪ ॥

यावन्न स्पृशते भूमिं तावद्वीर्यं न मुंचति ॥
डुंडुभो नामतः सर्पः कृष्णवर्णस्तमाहरेत् ॥ १५ ॥

જ્યાં સુધી પૃથ્વી સ્પર્શ ન કરે ત્યાં સુધી વીર્ય સ્ખલીત નહી થાય. તથા ડુંડુભ નામનો જે કાળા રંગનો સર્પ થાય છે. તેનું હાડકુ લઇને ॥ ૧૫ ॥

तस्यास्थि धारयेत्कट्यां नरो वीर्यं न मुंचति ॥
विमुंचति विमुक्तेन सिद्धियोग उदाहृतः ॥ १६ ॥

કમર ઊપર બાંધવાથી સ્ત્રીની સાથે વિલાસ કરવાથી વીર્ય સ્ખલીત નહી થાય અને જ્યારે હાડકાને કમરથી છોડે એટલે સ્ખલીત થશે ॥ ૧૬ ॥

खसपलशुंठीकाथःषोडशशेषेणगुडेननिशिपीतः ॥
कुरुते रतौ न पीतो रेतःपतनं विनाम्लेन ॥ १७ ॥

ખશ ૧ પલ અને સુંઠના કવાથમાં ૧૬ મો ભાગ ગોળ મેળવીને રાત્રીયે પાન કરીને રતિ વીલાસ કરવાથી વીર્ય સ્ખલીત નહી થાય. અને જ્યારે ખટાઈ ખાશે ત્યારે વીર્ય સ્ખલીત થશે ॥૧૭॥

अथ केशरंजनम् ।

काश्मर्या मूलमादौ सहचरकुसुमं केतकीनां च मूलं लोहं चूर्णं सभृंगं त्रिफलजलयुतं तैलमेभिर्विपक्कम् ॥ कृत्वा वै लोहभांडे क्षितितलनिहित मासमेकं निधाय केशाः काशप्रकाशा भ्रमरकुलनिभा लेपनादेव कृष्णाः ॥ १८ ॥

કાશ્મર્યાનું મૂલ, સહચરનું ફૂલ, કેતકીનું મૂલ, લોહચૂર્ણ, ભાંગરો, ત્રિફલાનું પાણી, તેલ આ સર્વે વસ્તુઓને લઇને લોઢાનાં વાસણમાં ભરી ઉકાળી પછી જમીનની અંદર એક મહીના સુધી ડાટવી. મહીના પછી તેને કાઢીને વાળ ઉપર લેપ કરે તો ભમરાના જેવા કાળા તથા લાંબા વાળ થશે ॥ ૧૮ ॥

त्रिफलाल्लोहचूर्णं तु वारिणा पेषयेत्समम् ॥
द्वयोस्तुल्येन तैलेन पचेन्मृद्वग्निना क्षणम् ॥ १९ ॥

ત્રિફળા, લોહ ચુર્ણ એ બંને સરખે ભાગે લઇને જળની અંદર વાટવાં પછી તે બન્નેની બરોબર તેલ નાંખીને અગ્નીની ધીમી આંચ આપવી ॥ ૧૯ ॥

तैलतुल्ये भृंगरसे तत्तैलं तु विपाचयेत् ॥
स्निग्धभांडगतं भूमौ स्थितं मासात्समुद्धरेत् ॥ २० ॥

પછી તેલના બરોબર ભાંગરાનો રસ તે તેલમાં ઉકાળે પછી તે તેલને ચીકણી હાંડીમાં ભરીને જમીનમાં ડાટવી અને મહીના પછી તેને કાઢી લેવી ॥ ૨૦ ॥

सप्ताहं लेपयेद्बद्ध्वा कदल्याश्च दलैः शिरः ॥
निर्वाते क्षीर भोजो स्यात्क्षालयेत्त्रिफलाजलैः ॥ २१ ॥

પછી તે તેલને મુસ્તકમાં સાત દીવસ સુધી ચોપડવું અને તે લેપ કર્યા બાદ કેળનાં પાંદડાં બાંધવાં. અને તેમ પવનનો પ્રવેશ પણ ન થવા દેવો જોઇયે. ત્રિફળાનાં પાણીથી મુસ્તક ધોવું અને દૂધનું ભોજન કરવું ॥ ૨૧ ॥

नित्यमेवं प्रकर्तव्यं सप्ताहं रंजनं भवेत् ॥
यावज्जीवं न सन्देहःकचाःस्युर्भ्रमरोपमाः ॥ २२ ॥

ઉપર કહ્યા પ્રમાણે સાત દીવસ લેપ કરે તો વાળ સુંદીર બને અને જયાં શુધી જીવે ત્યાં સુધી વાળ ભમરાના જેવા કાળા રહે ॥ ૨૨ ॥

त्रिफलालोहचूर्णं च इक्षुभृंगरसस्तथा ॥
कृष्णमृत्तिकया सार्धं भाण्डे मासं निरोधयेत् ॥ २३ ॥

ત્રિફળા, લોહ ચૂર્ણ, ઇક્ષુ, ભાંગરો આ વસ્તુ સરખે ભાગે લેવી પછી તે સર્વે વસ્તુઓમાં અરધી કાલી માટી નાંખી એક વાસણમાં નાંખી એક મહિના સુધી રાખી મુકે. ॥ ૨૩ ॥

तल्लेपाद्रंजते केशान् चतुर्मासं स्थिरो भवेत् ॥
लौहकिट्टं जपापुष्पं पिष्ट्वा धात्रीफलं समम् ॥
त्रिदिनं लेपयेच्छीघ्रं त्रिमासं केशरंजनम् ॥ २४ ॥

પછી તેનો વાળ ઉપર લેપ કરે તો ચાર મહીના સુધી વાળ કાળા રહેશે. લોઢાનો કાટ, જપાપુષ્પ તથા આંબળા સરખે ભાગે લઇને મર્દન કરી લેપ કરે. આ લેપ ત્રણ દીવશ સુધી કેશ ઉપર કરે તો ત્રણ માસ સુધી કાળા વાળ રહેશે. ॥ ૨૪ ॥

हरितालचूर्णकलिकालेपात्तेनैव वारिणा सद्यः ॥ निपतन्ति केशनिचयाः कौतुकमिदमद्भुतं कुरुते ॥ २५ ॥ रम्भाजलैः सप्तदिनं विभाव्य भस्मानि कम्बोर्मसृणानि पश्चात् ॥ तालेन युक्तानि विलेपनानि लोमानि निर्मूलयति क्षणेन । २६ ॥

હરતાલ તથા ચુનો લઈ અને ચૂનાનાજ પાણીમાં તેને વાટી પછી કેશને લગાવે તો તરત ખરી પડશે આ અદ્દભુત ચમત્કાર છે ॥ ૨૫ ॥

શંખની ભસ્મને કેળના રસમાં સાત દીવસ સુધી ભાવના આપી પછી તેમાં હરતાલ નાંખવી અને તે સર્વેને પછી વાળ ઉપર જો લેપ કરે તો વાળ ખરી પડશે ॥ ૨૬ ॥

**पलाशचिंचातिलमाषशंखं दहेदपामार्गसपिप्पलोपि ॥**
**मनःशिलातालकचूर्णलेपात्करोति निर्लोम शिरः क्षणेन ॥२७॥**

ખાખરો, આમલી, તલ, અડદ, શંખ, અઘાડો, લીંડી પીંપર, મનશીલ, હરતાલ, અને ચૂનો એ સર્વેને એકઠાં કરી જો મુસ્તકમાં લેપ કરે તો માથાના વાળ બધાય ખરી પડશે. ॥ ૨૭ ॥

## ॥ इति दत्तात्रेयतंत्रनुं तेवीशमुं पटल समाप्त थयुं॥२३॥

---

## अथ चतुर्विंशातितमः पटलः ॥ २४ ॥

तत्र भूतग्रहादिनिवारणम् । ईश्वर उवाच ।

शिरीषनिम्बयोःपत्रं गोश्रृंगस्य त्वचा वचा ॥
वंशत्वक् शिखिपुच्छं च कंगुना च घृतं समम् ॥ १ ॥

આ ચોવીશમાં પટલમાં ભૂત ગ્રહાદી નીવારણ કહેવાય છે.

શંકર કહે છે કે હે દત્તાત્રેય શિરીષ, લીંબુનાં પાંદડાં, બાવળની છાલ, વજ, વાંસની છાલ, મોરનું પીછું, કાંગ અને ઘી એ સર્વેને સરખે ભાગે લઇને ॥ ૧ ॥

**धूपो बालग्रहान् हन्ति एतन्मंत्रेण मंत्रितः ॥ मंत्रः**
**ॐ द्रुतं मुञ्च ठद्दामरेश्वर आज्ञापयति स्वाहा ॥ २ ॥**

પછી ઉપરના મંત્રદ્વારાયે કરી ધૂપ દેવાથી બાળકોને ગ્રહ-દોષ નીવારણ થશે ॥ ૨ ॥

बिल्वमूलं देवदारु गोशृंगं च प्रियंगु च ॥
पिष्ट्वा धूपो निहन्त्याशु ग्रहभूतज्वरादयः ॥ ३ ॥

બીલીનું મૂળ, દેવદાર, બાવલનાં પુષ્પ, પ્રિયંગુ એ સર્વેને વાટી ધૂપ આપે તો જલદી ગ્રહ ભૂતાદિ દોષ નિવારણ થશે તથા જ્વરાદિ રોગ પણ જશે ॥ ૩ ॥

शाकिनी राक्षसाः प्रेताः पिशाचा ब्रह्मराक्षसाः ॥
ऐकाहिको व्द्याहिकश्च ज्वरो नश्यति तत्क्षणात् ॥ ४ ॥

શાકિની, બ્રહ્મ રાક્ષસ, પ્રેત, પિશાચ, રાક્ષસ તથા એકાહિક દ્યાહિક તાવ સર્વે શાન્તિ પામી જાય છે ॥ ૪ ॥

श्रीवासं सैन्धवं कुष्ठं वचा तैलं घृतं वसा ॥
धूपो बालग्रहे देयो ग्रहराक्षसशान्तये ॥ ६ ॥

ચંદન, સૈંન્ધવ, કુષ્ટ, વજ, તેલ, ઘી અને ચર્બી એ સર્વે વસ્તુ-ઓનો ધૂપ બનાવી બાળકના ઘરમાં આપવાથી ગ્રહ તથા રાક્ષસની શાન્તિ થઈ જશે ॥ ૫ ॥

पुनर्नवानिम्बपत्रसर्षपघृतैर्विरचितो धूपः
गर्भिण्यां बालानां सततं रक्षाकरः कथितः ॥ ६ ॥

સુંઠ, લીંબુના પાંદડાં, સરસવ અને ઘી એ સર્વ વસ્તુથી બનેલો ધૂપ ગર્ભિણી સ્ત્રી તથા બાળકોને આપવાથી નીરંતર સુખી રહે છે.॥૬॥

दाडिमस्य च वृन्दाकं ज्येष्ठाऋक्षे समुद्धरेत् ॥
द्वारबन्धे च बालानां सर्वग्रहनिवारणम् ॥ ७ ॥

દાડમના બાંદા જેષ્ટા નક્ષત્રમાં લાવી અને બાળકના ઘરના બારણે બાંધે તો બાળકના સર્વે પ્રકારના ગ્રહ ભૂતાદિ દોષ શાન્ત થાય ॥ ૭ ॥

पुष्यार्के श्वेतगुंजाया मूलमुद्धृत्य धारयेत् ॥
बालानां कंठदेशे तु डाकिनीभयनाशनम् ॥ ८ ॥

તથા પુષ્ય નક્ષત્રને રવિવારને દીવસે સફેદ ચણોઠીનું મૂળ લાવી અને બાળકના ગળામાં બાંધે તો ડાકણનો દોષ નાશ થાય ॥૮॥

श्वेतापराजितापत्रं जयापत्रं द्वयो रसम् ॥
नस्यं कुर्यात्पलायंते डाकिनीदानवादयः ॥ ९ ॥

સફેદ અપરાજીતના પાંદડાં તથા જયંતીનાં પાંદડાં તેનો રસ કાઢીને પછી બાળકને તેનું નામ આપવાથી ડાકણ-શાકણ સર્વે દૂર થઇ જાય છે ॥ ૯ ॥

नरसिंहस्य बीजं तु सकृदुच्चरितं हरेत् ॥
डाकिनीप्रेतभूतानि तमः सूर्योदये यथा ॥ १० ॥

નૃસિંહજીનો મંત્ર ભણીને બાળક અથવા સુતિકાને પાણીની અંજલી ભરીને છાંટવાથી જેવી રીતે સૂર્યોદય થવાથી અંધકાર નાશ પામે છે તેવીજ રીતે ડાકણ વિગેરે નાશ પામે છે ॥ ૧૦ ॥

अथमंत्रः ॐ नमो नरसिंहाय हिरण्यकशिपुवक्षस्थलविदारणाय त्रिभुवनव्यापकाय भूतप्रेतपिशाचडाकिनीकूलोन्मूलनाय स्तम्भोद्भवाय समस्तदोषान् हर हर विसर विसर पच पच हन हन कम्पय कम्पय मथ मथ ह्रीं ह्रीं ह्रीं फट् फट् ठः ठःएह्येहि रुद्रा आज्ञापयति स्वाहा ॥ આ નૃસિંહજીનો મહા મંત્ર છે.

હવે સિંહ વ્યાઘ્રાદિનો ભય તેનું નિવારણ લખાય છે.

अथ सिंहव्याघ्रादिभयनाशनम् ।

पुष्यार्के संगृहीत्वा तु श्वेतार्कस्य च मूलकम् ॥
धारयेद्दक्षिणे हस्ते सिंहबाधाभयं नहि ॥ ११ ॥

પુષ્ય નક્ષત્ર રવિવારને દીવશે સફેદ આકડાનું મૂળ લાવી અને દક્ષિણ હાથમાં તેને અભિજીત મંત્ર ભણીને બાંધે તો સિંહનો ભય તેને જાય ॥ ૧૧ ॥

गृहीत्वा शुभनक्षत्रे धत्तुरमूलकं तथा ॥

धारयेद्दक्षिणे हस्ते व्याघ्रबाधभयं नहि ॥ १२ ॥

તથા સારા નક્ષત્રમાં ધતુરાનું મૂળ લાવીને દક્ષિણ હાથમાં બાંધે તો વ્યાઘ્રાદિનો ભય તેને થાય નહી ॥ ૧૨ ॥

गृहीत्वा पुण्यनक्षत्रे अमृतामूलकं पुनः ॥

तन्मालां धारयेत्कण्ठे सर्पबाधाभयं नहि ॥ १३ ॥

પુષ્ય નક્ષત્રમાં ગળોનું મૂળ લાવી પછી તેની માળા કરીને કંઠમાં ધારણ કરે તો સર્પનો ભય તેનો નાશ પામે ॥ ૧૩ ॥

गृहीत्वा रविवारे च श्वेतकरवीरमूलकम् ॥

धारयेद्दक्षिणे हस्ते अग्निबाधाभयं नहि ॥ १४ ॥

अथ आग्निनो मंत्रः ॐ नमोऽग्निरूपाय ह्रीं नमः ॥

તથા રવિવારને દીવસે સફેદ કરેણાનું મૂળ લાવીને દક્ષિણ હાથમાં બાંધે તો અગ્નિનો ભય તેને નહી થાય ॥ ૧૪ ॥

अनेन मंत्रेण सप्तांजलीजलं आग्नि मध्ये निक्षिपेत

तदापि शांतिर्भवति ॥

મંત્ર મૂળમાં લખેલ છે અગ્નિ શાન્તિ કરવી હોય તો મંત્ર ભણીને પાણીની સાત અંજલી નાંખવી તો અગ્નિ શાન્ત થઈ જશે.

त्रिषट् धर्मेन्दु वर्षे च मास्याषाढे सितेदले ॥

द्वितीयायां स्थिरे वारे टीका संपूर्ण तामगात् ॥ १ ॥

हर्षजेयं कृताटीका वेणीरामात्मजेनवै ॥

कृत्वात्रा शुद्धमपिचेत् क्षंतव्यं पंडितैः सदा ॥ २ ॥

कराच्याख्येपुरे कृत्वा रामचंद्रात्मजार्पिता ॥

तस्मादन्यै पुनश्चैवं स्वाधिकारं नयोजयेत् ॥ ३ ॥

इति दत्तात्रयतंत्रनुं चोवीशमुं पटल समाप्त थयुं ॥



# વૈદ્યકનાં પુસ્તકો.

## કામરૂદેશાધિપતિ મહારાણીશ્રી કામાક્ષી નારી પ્રણીત.

## कामाक्षीतंत्रं અથવા कामरुदेशनी अद्भुत विद्या.

મંત્રતંત્રવિદ્યાના અતિ અદ્ભૂત ચમત્કારો માટે કામરૂદેશ અને કામાક્ષીનું નામ એટલું બધું જગજાહેર છે કે આજે પણ કોઇ માણસ મંત્રવિદ્યા ચમત્કારવાળો નજરે પડે તો તેની પ્રસંશા કરતાં એવી ઉપમા દેવામાં આવે છે કે એતો કામરૂદેશની વિદ્યા શીખી આવ્યો છે. એ મુજબ મંત્રતંત્રાદિ વિદ્યામાં અતિ કુશળ એવાં કામરૂદેશાધિપતિ મહારાણીશ્રી કામાક્ષી પ્રણીત અતિ દુર્લભ એવા આ ગ્રંથનું મૂલ સંસ્કૃત સહિત ગુજરાતી ભાષાંતર અમારી તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે. જેમાં મારણ, મોહન, ઉચ્ચાટન, આકર્ષણ, વશીકરણ, સ્તંભન, શાંતીકરણ, ભુત, ભૈરવ, ત્રિવૈતાળાદિ બટુક, કાળભૈરવાદિ સાધન પ્રેતસાધન, નરસિંહસાધન, પ્રેતવિદ્યા, સંજીવનીવિદ્યા, સુવર્ણસિદ્ધિ (કીમીયો) કાલજ્ઞાન, વૃષ્ટિજ્ઞાન, દિવ્ય ઔષધિસાધન, અનેક વિધ યંત્રસાધન, વંધ્યત્વનિવારણ, ગુપ્ત નીધિદર્શન, વચનસિદ્ધિ, ભૂતપ્રેતાદિ, ભયનિવારણ, રોગશાન્તિ અદ્રશ્યવિદ્યાવિધાન, હાજરાતવિધાન, દીવ્ય ઇદ્રજાલવિદ્યા, ખેચરીસાધન, અને એવીજ બીજી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થને પ્રાપ્ત કરાવનારી અતિ અદ્ભૂત દૈવી વિદ્યાઓને પ્રત્યક્ષ અનુભવ લેવા ભલામણ કરવામાં આવે છે. **કિંમત ૧—૦—૦ પોસ્ટેજ ૦—૨—૦**

**યોગચિંતામણિઃ**—(વૈદ્યકનો અમૂલ્ય ગ્રન્થ) આ ગ્રંથ વૈદ્યવર્ય શ્રીહર્ષકીર્તિસૂરી પ્રણીત મૂળ શ્લોક સહિત ગુજરાતી ભાષાંતર કરાવી છપાવેલ છે. સ્વદેશબાન્ધવો ! આ ગ્રંથમાં ચરક, સુશ્રુત, આત્રેય, વાગ્ઝાર, ભેડ, ભૃગુ, હરિતસંહિતા, વૃંદકલિકા, અને વૈદ્યાર્ણવ આદિ વિશ્વવિખ્યાત ગ્રન્થોનું મથન કરી સારોદ્ધાર કરેલ છે. તેમજ માધવનિદાન, શાર્ડંગધરસંહિતા, ભારદ્વાજસંહિત; બોપદેવસતક, નિઘંટ, વૈદ્યવલ્લભ, વૈદ્યજીવન, વૈદ્યમૃત, ચિકિત્સાંજન અને કર્મવિપાકાદિ પરમ માનનીય ગ્રંથોના પ્રમાણોથી અલંકૃત કરેલ છે. મૂળ શ્લોક સહિત શુદ્ધ સરળ ને ઉત્તમ શૈલી સહ અનુભવી વૈદ્યના હાથે તે પુસ્તકનું ગુજરાતી ભાષાંતર અમારી તરફથી અનુપમ બનાવવામાં આવેલ છે કે તેમાંના દરેક પ્રયોગો રામબાણ સમાન અકસીર અને લાભદાતા છે કે આવો અમૂલ્ય ગ્રંથ

આટલી જૂજ કીંમતમાં મળવો મુસ્કેલ છે આ ગ્રંથનું કદ રોયલ બાર પેજી પૃષ્ઠ ૪૨૫ ઉપરાંત સારા કાગળો–સુંદીર ટાઇપ–છાપ અને સોનેરી બાઇંડીંગથી સુશોભિત છે. મૂલ્ય ૧–૮–૦. પોષ્ટેજ ૦–૩–૦

નપુંષકાનંદમંદાર અથવા કામકુતૂહલ ભાગ ૧ લો—આ પુસ્તક પ્રાચીન ગ્રન્થોનું દોહન કરી સંગ્રહરૂપ બનાવેલ છે. તેમાં જન્મથી તેમજ કેટલાક રોગોને લીધે પાછળથી હીન વીર્યતા (નંપુષકતા) પ્રાપ્ત થાય છે, તેવા રોગોનું સંપૂર્ણ નિદાન અને તેપર ઘણીક સહેલાઇથી બની શકે તેવાં ચૂર્ણ, ગુટિકા, અવલેહ, ઘૃતોઃ પૌષ્ટિક પ્રયોગો વગેરેનો સંગ્રહ કરેલો છે. તેથી કૌવત કમી થયેલું કૌવત તથા ધાતુક્ષીણ, પ્રમેહ, સ્વપ્નાવસ્થામાં થતો ધાતુપાત. પ્રદર અને સુસ્તપણું વગેરે સ્ત્રી પુરૂષોના વિકટ છુપા રોગો માટે ઘણોજ ઉપયોગી છે, તેથી આ પુસ્તક પ્રત્યેક ગૃહસ્થોને અવસ્ય સંઘરવા લાયક છે. મૂળ સહિત ગુજરાતી ભાષાંતર સારા અક્ષર, કાગળમાં છાપી પ્રસિદ્ધ કરેલ છે. કીંમત ૦–૮–૦ પોષ્ટેજ ૦—૧—૦

નપુંષકાનંદમંદાર વા કામકુતુહલ ભાગ ૨ બીજો—નપુંષકતા અને કમતાકતને દૂર કરવાના અકસીર ઇલાજરૂપ પૌષ્ટિક પાકેનું બયાન આ બીજા ભાગમાં લખવામાં આવેલ છે તેમજ મદનાંકુશની (ઇંદ્રીની) શિથિલતા, હસ્તકર્મ દોષ, ધાતુદોષ નાશ કરનારા, તથા મદનાંકુશની વૃદ્ધિ. સ્થૂલતા કરવાના અને પ્રદરનાશક, વીર્યસ્તંભનાદિ અનેક અનુભવિ છતાં સહજમાં બની શકે તેવા પ્રયોગો સાથે તિલા–લેપ–પટ્ટી વગેરે અનેક ઉપયોગી ઉપાયોથી ભરપૂર આ પુસ્તક અમારી તરફથી પ્રગટ થયલું છે કીંમત ૦–૮–૦ પોષ્ટેજ ૦–૧–૦.

અમૃતસાગર–પ્રતાપસાગર—સુધારા વધારા સાથે આવૃત્તિ બીજી આ પુસ્તક ખરેજ અમૃતની સામરરૂપ છે, જેમ સાગરમાં તરંગો હોય છે તેમ આમાં પણ તરંગો છે, સાગરમાં વિવિધ રત્નો હોય છે તેમ આમાં વિવિધ દર્દો નિવારક રત્નરૂપ વિવિધ ઓષડો છે, સાગરમાં સ્વચ્છતા, જગજીવાડણપણું અને પાપ પખાળવાદિ ગુણો છે, તેમ આમાં સ્વચ્છ ગ્રન્થોનાં પ્રમાણો સહ નિદાન ને ચિકિત્સાઓ કે જે જગત જનોના રોગો મટાડી જીવન આપનાર અને શરીર મળને પખાળી દૂર કરનાર તે ઉત્તમ ગુણો વિધમાન છે. વિશેષ શું કહેવું પણ આ ગ્રંથ દરેક ગૃહસ્થ કુટુંબોને ખાસ રાખવા લાયક છે. સોનેરી ગીલ્ટનાં પાઠાં પૂઠાં અને રોયલ ૮ પેજી પૃષ્ટ ૪૪૦ છતાં કીંમત ૨–૮—૦ પોષ્ટેજ ૦—૫—૦

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર. ત્રણદરવાજા—અમદાવાદ.**

# દેશી—વિદેશી ઉભય વિશાળ વૈદક ગ્રંથ.

( ગુજરાતી મેટીરિયા મેડિકા લેખકનાં હાથે લખાયલો બીજો વૈદક ગ્રંથ. )

# પ્રૅક્ટીસ ઑફ મેડીસીન.

અથવા

## ઔષધોનો અનુભવ.

ચાલુ સમયના વૈદ્યવિદ્યા પરંગત વિદ્વાનોએ લાંબી શોધના અંતે એવું સિદ્ધ કર્યું છે કે " જ્યારે કેટલાંક દરદો ટાળવને અનાર્ય ( ઇંગ્રેજી ) ઔષધો અપૂર્વ છે, ત્યારે વળી કેટલાંક દરદો માટે આર્ય ( સ્વદેશી ) ઔષધો બીન હરીફ છે; અને તેથી જેઓ વૈદ્યકીય ધંધામાં પૂર્ણ કુશળતા મેળવવાને ઇચ્છતાં હોય, તેમણે દેશીવિદેશી બન્ને વૈદક પુર્ણ પણે જાણવાની ખાસ અગત્ય છે. " અને તેથી બન્ને વૈદ્ય વિદ્યાના વિવિધ વિષયોનું પૂર્ણ પણે જ્ઞાન આપે તેવા એક ગ્રંથની ગુંથણીની અવશ્ય અગત્ય છે. એ ગ બારો મી—હુન્ટર, જાનહારલે, ચારટીસ, વિલિયમ્સ, ફ્રેડરીક, રોબર્ટસ, જોનસન, ટેલર, બાંટન્સ, વિગેરે પશ્ચિમ પ્રજાનાં વૈદ્યવિદ્યા પરંગત વિખ્યાત વિદ્વાનો તેમજ ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, હારીત, સારંગધર, માધવ, ભાવમિશ્ર, ધન્વંતરી વિગેરે પ્રાચીન મહાચાર્યોના વિવિધ વિચારો તથા આ દેશના આધુનિક વિખ્યાત વૈદ્ય ડૉક્ટરોની કિંમતી સલાહો વિગેરેનું ધ્યાનપૂર્વક મનન કરી તેના આધારે આ ગ્રંથ ગુંથવામાં આવ્યો છે; જેમાં આર્ય—અનાર્ય ઉભય પક્ષ પ્રમાણે પ્રથમ દરેક રોગ થવાનાં કારણો, પૂર્વરૂપ, અને અગમચેતીઓ દરેક રોગ ઓળખવાનાં લક્ષણો, દેશી-વિદેશી બન્ને રીત પ્રમાણે ઔષધોપચાર, ઔષધોની બનાવટ, ગુણ દોષ, આપવાનું વજન, વખત અનુપાન, દરદ ન મટવાનાં લક્ષણો, પથ્યાપથ્ય યાને કેવું અનાજ પાણી માફક આવે ન આવે વિશેષ રાખવી જોઈતી સાવચેતી. હાલના જમાનામાં દીનપ્રતિદીન થતા આવતા નવા નવા રોગો, વિદ્વાનો વૈદ્ય ડૉક્ટરો તરફથી અમલમાં મુકાયેલાં અનેકાનેક અનુભવો અને પહાડી, જોગી જતી વિગેરે તરફથી પ્રાપ્ત થયેલી ચમત્કારીક જડીબુટ્ટીઓ ઇત્યાદીનો પણ પુરતો સમાવેશ કરવામાં આવ્યો છે.

પુસ્તકનું કદ રૉયલ ૮ પેજી પૃષ્ઠ ૧૧૦૦ નું થઈ ગયું છે. કાગળ, છાપ, સફાઇ, બાઇન્ડીંગથી કિંમત માત્ર રૂ. ૬—૦—૦ પોસ્ટેજ ૦—૮—૦ જુદું.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—અમદાવાદ.